यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥

જે આરંભમાં વિષ જેવું હોય પણ પરિણામે અમૃત તુલ્ય હોય અને આત્મજ્ઞાનથી ઉત્પન્ન થયેલું હોય તે સુખ સાત્વિક કહેલું છે. ૩૭

विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥

વિષયો તથા ઇંદ્રિયોના સંયોગથી જે સુખ આરંભમાં અમૃત જેવું પણ અંતે વિષ જેવું હોય તે સુખ રજોગુણી કહેલું છે. ॥ ૩૮ ॥

यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥

જે આરંભમાં તેમજ અંતે આત્માને મોહમાં નાખનાર છે અને ઉંઘ, આળસ તથા પ્રમાદથી ઉત્પન્ન થયેલું છે તે સુખ તમોગુણી કહેલું છે. ૩૯

न तदस्तिपृथिव्यां वादिवि देवेषु वापुनः ।
सत्त्वंप्रकृतिजर्मुक्तंयदेभिःस्यात्रिभिर्गुणैः ॥

પૃથ્વી ઉપર અથવા સ્વર્ગમાં દેવતાઓમાં પણ એવું કોઇ સત્ત્વ નથી કે જે પ્રકૃતિજન્ય આ ત્રણ ગુણથી મુક્ત થયેલું હોય. ૪૦

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥

હે શત્રુઓને તાપ કરનાર! બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર એ સર્વનાં કર્મ તેઓના સ્વભાવથી થયેલા ગુણોના પ્રમાણમાં વ્હેંચી નાંખેલાં હોય છે. ૪૧

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानंविज्ञानमास्तिक्यंब्रह्मकर्मस्वभावजम् ॥

શમ ( મનને શાંત રાખવું ), દમ (ઇંદ્રિયોને વશ રાખવી), તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, જ્ઞાન, અનુભવ સાથે જ્ઞાન, અને આ-

સ્તિકપણું એ સ્વભાવથી ઉત્પન્ન થયેલાં બ્રાહ્મ-
ણનાં કર્મ છે. ૪૨

शौर्यंतेजोधृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥

શૌર્ય, તેજ, ધીરજ, ચતુરાઈ, લડાઇમાં પા-
છું નહિ હઠવું, દાન અને રાજાના ગુણ એ
ક્ષત્રીયોનાં સ્વભાવથી ઉત્પન્ન થયેલાં કર્મ
છે. ॥ ૪૩ ॥

कृषिगोरक्ष्यवाणिज्यंवैश्यकर्मस्वभावजम् ।
परिचर्यात्मकंकर्म शूद्रस्यापि स्वभावजम् ॥

ખેતી, ગાયોનું પાલન અને વેપાર એ સ્વા-
ભાવિક વૈશ્યોનાં કર્મ છે અને સર્વ વર્ણની
સેવા કરવી એ શૂદ્રનું સ્વાભાવિક કર્મ છે. ૪૪

स्वे स्वेकर्मण्यभिरतः संसिद्धिंलभते नरः ।
स्वकर्मनिरतःसिद्धिंयथाविन्दति तच्छृणु ॥

પોત પોતાના કર્મમાં સંતોષ માનનાર મનુ-

ષ્ય સિદ્ધિ પ્રાપ્ત કરે છે. પોતાના કર્મમાં સંતોષ માનનારને સિદ્ધિ શી રીતે મળે છે તે સાંભળ. ॥ ૪૫ ॥

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणातमभ्यर्च्यसिद्धिं विन्दतिमानवः ॥

જેનાથી સર્વે ભૂતોની પ્રવૃત્તિ છે અને જેનાથી આ સઘળુ વિસ્તારને પામ્યું છે તેને (પરમેશ્વર) પોતાના કર્મથી ઉપાસીને માણસ સિદ્ધિ મેળવે છે. ॥ ૪૬ ॥

श्रेयान्स्वधर्मोविगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥

સારી રીતે સ્થપાએલા ગુણવાળા પારકા ધર્મ કરતાં ઓછા ગુણવાળો પોતાનો ધર્મ વધારે કલ્યાણકારક છે. સ્વભાવથી ઉત્પન્ન થયેલાં કર્મ કરનારને પાપ લાગતું નથી. ૪૭

सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।

सर्वारम्भा हि दोषेणधूमेनाग्निरिवावृताः ॥

હે કુંતાના પુત્ર! સ્વભાવથી ઉત્પન્ન થયેલું કર્મ દોષવાળું હોય તો પણ તે તજવું નહિ, કારણ કે જેમ અગ્નિ ધુમાડાથી વીંટાયલો હોય છે તેમ સઘળાં કર્મમાં દોષ રહેલા હોય છે જ. ॥ ૪૮ ॥

असक्तबुद्धिःसर्वत्रजितात्माविगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिंपरमांसंन्यासेनाधिगच्छति ॥

જેની બુદ્ધિ સર્વે જગાએ આસક્તિ વિનાની છે, જેણે પોતાના આત્માને વશ કરેલો છે અને જેણે સઘળી ઇચ્છાઓ તજી દીધેલી છે, તે મનુષ્ય સંન્યાસ વડે કર્મથી મુક્ત થઇને નિષ્કર્મ ( કર્મ નહિ કરવાની ) સિદ્ધિને પામે છે. ॥ ૪૯ ॥

सिद्धिंप्राप्तो यथा ब्रह्मतथाप्नोतिनिबोध मे ।
समासेनैव कौन्तेयनिष्ठा ज्ञानस्यया परा ॥

હે કુંતાના પુત્ર! જ્ઞાનનો ઉંચામાં ઉંચો હેતુ જે બ્રહ્મ તેને સિદ્ધિ પામેલો માણસ કેવી રીતે પ્રાપ્ત કરે છે તે હું તને ટુંકામાં કહું છું તે તું જાણી લે. ॥ ૫૦ ॥

बुद्ध्याविशुद्ध्यायुक्तो धृत्यात्मानंनियम्य च।
शब्दादीन्विषयांस्त्यक्त्वारागद्वेषौव्युदस्यच॥

પવિત્ર બુદ્ધિવાળો થઇને, ધીરજથી આત્માને વશમાં રાખીને, શબ્દ વગેરે ઇંદ્રિયોના વિષયોને છોડી દઇને, પ્રીતિ અને વેરભાવ બાજુએ મૂકીને, ॥ ૫૧ ॥

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरोनित्यंवैराग्यंसमुपाश्रितः ॥

એકાંત સ્થાનમાં રહીને, અલ્પ ભોજન કરીને, મન, વાણી તથા કર્મને નિયમમાં રાખીને, સદા ધ્યાન યોગમાં મન પરોવીને અને વૈરાગ્યને વળગી રહીને, ॥ ૫૨ ॥

अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतोब्रह्मभूयाय कल्पते ॥

અહંકાર, બળ, ગર્વ, કામ, ક્રોધ, તથા પરિગ્રહને ( કાંઇ લેવું તે ) છોડીને, મમતા રહિત અને શાંત થઇને તે બ્રહ્મ થવાને યોગ્ય થાય છે. ॥ ૫૩ ॥

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचतिनकांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥

બ્રહ્મ થઇને પોતાના આત્મામાંજ પ્રસન્ન રહીને તે કોઇ વાતનો શોક કે કંઇ ઇચ્છા કરતો નથી અને સર્વ ભૂત તરફ સમાન દૃષ્ટિ વાળો થઇને તે મનુષ્ય મારી ઉંચામાં ઉંચી ભક્તિ પ્રાપ્ત કરે છે. ॥ ૫૪ ॥

भक्त्यामामभिजानातियावान्यश्चास्मितत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥

ભક્તિથી મને બરાબર રીતે જાણે છે કે હું

કેવો છું અને મારૂં તત્ત્વ શું છે ? મારૂં તત્ત્વ જાણીને પછી તરતજ તે તે તત્ત્વમાં મળી જાય છે. ॥ ૫૫ ॥

सर्वकर्माण्यपि सदाकुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥

મારો આશ્રય રાખીને સદા સઘળાં કર્મ કરવા છતાં પણ તે મારી કૃપાથી સદાકાળનું અવિનાશી પદ પામે છે. ॥ ૫૬ ॥

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥

માટે મનથી સર્વ કર્મ મારામાં અર્પણ કરીને અને મનેજ પ્રાપ્ત કરવાનો હેતુ રાખીને તથા બુદ્ધિયોગને આશ્રયે રહીને સદા મારામાંજ ચિત્ત રાખ. ॥ ૫૭ ॥

मच्चित्तः सर्वदुर्गाणिमत्प्रसादात्तरिष्यसि ।
अथचेत्त्वमहंकारान्न श्रोष्यसिविनंक्ष्यसि ॥

મારામાં ચિત્ત રાખતાં મારી કૃપાથી તું સઘળાં સંકટ તરી જઈશ પણ જો અહંકારથી મારૂં કહેવું સાંભળીશ નહિ તો તું નાશ પામીશ. ॥ ૫૮ ॥

यदहंकारमाश्रित्यन योत्स्य इतिमन्यसे ।
मिथ्यैषव्यवसायस्तेप्रकृतिस्त्वांनियोक्ष्यति ॥

અહંકારને આશ્રયે રહીને જો તું એમ માનતો હોઇશ કે હું લડીશ નહિ તો એ તારો નિશ્ચય મિથ્યા છે કારણ કે પ્રકૃતિજ તેમાં તને પકડી રાખશે. ૫૯

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुंनेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपितत्

હે કુંતાના પુત્ર! તારાં સ્વભાવથી ઉત્પન્ન થયેલાં કર્મથી તું બંધાયલો છે, અને મોહથી જે કરવાને ઇચ્છતો નથી તે તું પરવશ થઇને પણ કરીશ. ॥ ૬૦ ॥

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥

હે અર્જુન! પોતાની માયાથી ચક્ર ઉપર ચઢાવેલાં પુતળાંની પેઠે સર્વ જીવોને ભમાવતો ઈશ્વર સર્વ જીવોના હૃદયમા રહે છે. ૬૧

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परांशांतिंस्थानंप्राप्स्यसिशाश्वतम्

માટે હે ભારત! સર્વ ભાવથી તું તેનેજ શરણે જા. તેની કૃપાથી ઉંચામાં ઉંચી શાંતિ અને સનાતન ધામ તને પ્રાપ્ત થશે. ૬૨

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥

આ પ્રમાણે ગુપ્તમાં ગુપ્ત જ્ઞાન મેં તને કહ્યું, એના ઉપર સંપૂર્ણ વિચાર કરીને તારી ઈચ્છામાં આવે તેમ કર. ॥ ૬૩ ॥

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मेदृढमितिततोवक्ष्यामितेहितम् ॥

વળી સર્વથી ગુપ્ત અને સારામાં સારૂં એક વચન હું તને કહું છું તે તું સાંભળ; તું મને અત્યંત વહાલો છે માટેજ હું તારા હિતને અર્થે તે તને કહું છું. ॥ ૬૪ ॥

मन्मना भवमद्भक्तोमद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसिसत्यं तेप्रतिजानेप्रियोऽसि मे ॥

મારામાંજ મન રાખ, મારોજ ભક્ત થા, મારૂંજ યજન કર અને મનેજ પ્રણામ કર. હું તને એ બાબતની પ્રતિજ્ઞા કરી કહું છું કે એમ કરવાથી ખરેખર તું મનેજ પામીશ, કારણ કે તું મને પ્રિય છે. ॥ ૬૫ ॥

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहंत्वासर्वपापेभ्यो मोक्षयिष्यामिमाशुचः ॥

સર્વ ધર્મને તજી દઇને મારે એકલાનેજ

શરણે આવીને રહે. હું તને સર્વ પાપથી મુ-
ક્ત કરીશ, માટે તું શોક કરીશ નહિ. ૬૬

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यंनचमां योऽभ्यसूयति ॥

જે ધર્મ પ્રમાણે વર્તતો નથી, જે ભક્તિ ર-
હિત છે, જે જ્ઞાન પ્રાપ્ત કરવાને ગુરૂ સેવા ક-
રવા ઇચ્છતો નથી તથા જે મારી નિંદા કર-
નારો છે તેને આ વાત તારે કહેવી નહિ. ૬૭

य इदं प्ररमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिमयिपरांकृत्वा मामेवैष्यत्यसंशयम् ॥

આ મોટી ગુહ્ય વાત જે સારા ભક્તોને સં-
ભળાવશે તે મારી ઉંચા પ્રકારની ભક્તિ ક-
રીને મનેજ પામશે એમાં સંશય નથી. ૬૮

न च तस्मान्मनुष्येषुकश्चिन्मेप्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यःप्रियतरोभुवि ॥

તેવું કરનાર મનુષ્યના કરતાં બીજો કોઇ

મને વધારે વ્હાલો નથી અને પૃથ્વીમાં તેના કરતાં બીજો કોઈ વધારે વ્હાલો થવાનો પણ નથી. ॥ ૬૯ ॥

अध्येष्यते च य इमंधर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टःस्यामिति मे मतिः ॥

આપણા આ ધર્મયુક્ત સંવાદનો જે કોઇ અભ્યાસ કરશે, તેણે મને જ્ઞાનયજ્ઞ વડે પૂજ્યો છે એમ હું માનીશ. ॥ ૭૦ ॥

श्रद्धावाननसूयश्च
शृणुयादपि यो नरः
सोऽपि मुक्तः शुभाँल्लोकान्
प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥७१॥

જે માણસ શ્રદ્ધાથી અને ઈર્ષ્યા રાખ્યા વગર આ જ્ઞાન સાંભળશે તે પાપથી મુક્ત થઇ પુણ્ય કર્મ કરનારા પવિત્ર લોકને પામશે. ૭૧

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।

कच्चिदज्ञानसंमोहः प्रणष्टस्ते धनंजय॥७२॥

હે પાર્થ ! તેં એક ચિત્તથી આ સર્વ સાંભળ્યું કે નહિ ? હે ધનંજય ! હવે તારો અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો મોહ નાશ પામ્યો કે કેમ ?

अर्जुन उवाच ।

नष्टोमोहःस्मृतिर्लब्धात्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मिगतसंदेहः करिष्येवचनं तव ॥

અર્જુને કહ્યું:-હે અચ્યુત ! તમારી કૃપાથી મારો મોહ નાશ પામ્યો છે અને સત્યનું મને સ્મરણ થયું છે. મારી સર્વ શંકાઓ દૂર થઈ છે અને હું સ્થિર થયો છું, હવે હું તમારા કહેવા પ્રમાણે કરીશ. ॥ ૭૩ ॥

संजय उवाच ।

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥७४॥

સંજયે કહ્યું: આ પ્રમાણે શ્રી

મહાત્મા અર્જુનનો ચમત્કારી અને રોમ ઉ-
ભાં કરે એવો સંવાદ મેં સાંભળ્યો. ॥ ૭૪ ॥

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगंयोगेश्वरात्कृष्णात्साक्षात्कथयतःस्वयम् ॥

શ્રી વ્યાસજીની કૃપાથી સાક્ષાત યોગેશ્વર
શ્રી કૃષ્ણે પોતેજ કહેલો પરમ ગુહ્ય એવો જે
યોગ તે મેં સાંભળ્યો છે. ॥ ૭૫ ॥

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥

હે રાજન્! કેશવ અને અર્જુનનો આ પ-
વિત્ર અને અદ્ભુત સંવાદ સંભારી સંભારીને
હું વારંવાર આનંદ પામું છું. ॥ ૭૬ ॥

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयोमेमहान्राजन् हृष्यामिचपुनःपुनः ॥

વળી હે રાજન્! શ્રી હરિનું તે ઘણું અદ્ભુ-

ત રૂપ સંભારી સંભારીને હું મહા આશ્ચર્ય પામું છું અને વારંવાર ખુશી થાઉં છું. ૭૭

यत्र योगेश्वरः कृष्णो यत्रपार्थो धनुर्धरः ।
तत्र श्रीविजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥

જ્યાં યોગેશ્વર શ્રી કૃષ્ણ છે અને જ્યાં ધનુ-ષધારી અર્જુન છે ત્યાં લક્ષ્મી, જય, સંપત્તિ અને અચળ નીતિ રહે છે એમ માનું છું. ૭૮

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मवि-
द्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
मोक्षसंन्यासयोगो नामा-
ष्टादशोऽध्यायः ॥१८॥

અઢારમો અધ્યાય સમાપ્ત.

ઈતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા સમાપ્ત.

# अथ रामगीता माहात्म्य प्रारंभ.

श्रीरामगीतामाहात्म्यं कृत्स्नंजानातिशंकरः
तदर्धंगिरिजावेत्तितदर्धंवेद्म्यहंमुने ॥१॥

શ્રી ભગવાને કહ્યું કે—હે નારદ! શ્રી રામગીતાનું સંપૂર્ણ માહાત્મ્ય તો એકલા શ્રી શંકરજ જાણે છે, તેથી અડધું શ્રી પાર્વતીજી જાણે છે અને તેનાથી પણ અડધું હું જાણું છું અર્થાત્ શિવજી રામગીતાના માહાત્મ્યને જાણે છે તેથી હું ચોથા ભાગે જાણું છું; કેમકે રામનામનો મહિમા તેમણેજ પૂર્ણ પ્રકારે જાણેલો છે.

तत्रेकिंचित्प्रवक्ष्यामि कृत्स्नंवक्तुंनशक्यते।
यज्ज्ञात्वातत्क्षणाल्लोकश्चित्तशुद्धिमवाप्नुयात् ॥

હું જેટલું માહાત્મ્ય જાણું છું તે સર્વ કહેવા સમર્થ નથી માટે તેમાંનો થોડો ભાગ સારરૂપે—તત્વ કહું છું જે જાણવાથી લોકોના ચિ-

ત્તની શુદ્ધિ થશે અર્થાત્ મન શુદ્ધિ કરવા
આ ઉત્તમ ઉપાય છે. ॥ ૨ ॥

श्रीरामगीतायत्पापंननाशयतिनारद ।
तन्ननश्यतितीर्थादौलोकेक्कापिकदाचन ।
तन्नपश्याम्यहंलोकेमार्गमाणोऽपिसर्वदा ॥३

હે નારદ! જે પાપ રામગીતાથી નાશ ન થયું તે પાપ અન્ય તીર્થ આદિ પવિત્ર સ્થળોનાં દર્શનથી, પણ નાશ થશે નહીં. હજી સુધી એવું એકે પાપ નથી કે જે રામગીતાથી બળી ન ગયું હોય, અર્થાત્ પાપ માત્ર રામ-ગીતાથી નાશ પામે છે. ॥ ૩ ॥

रामेणोपनिषत्सिन्धुमुन्मथ्योत्पादितांमुदा ।
लक्ष्मणायार्पितांगीतासुधांपीत्वाऽमरोभवेत्॥

શ્રી રામચંદ્રજીએ ઉપનિષદ્રૂપ સમુદ્રનું મંથન કરી ગીતારૂપ અમૃતને ઉત્પન્ન કરી

આનંદસહ પોતાના અનુજબન્ધુ લક્ષ્મણજીને આપ્યું કે જે અમૃતના પાનવડે કરીને મનુષ્ય સંસારથી મુક્ત થાય છે અર્થાત્ અજર અમર સ્થિતિને પ્રાપ્ત થાય છે. ॥ ૪ ॥

जमदग्निसुतःपूर्वंकार्त्तवीर्यवधेच्छया ।
धनुर्विद्यामभ्यसितुंमहेशस्यान्तिकेवसन् ॥५

પૂર્વે જમદગ્નિ મહર્ષિના પુત્ર ઇશ્વરાવતાર શ્રી પરશુરામજી સહસ્રાર્જુનના વધની ઇચ્છાને સાથે ધનુર્વિદ્યા શીખવાના હેતુથી શ્રી શિવજી પાસે રહ્યા હતા. ॥ ૫ ॥

अधीयमानांपार्वत्यारामगीतांप्रयत्नतः ।
श्रुत्वागृहीत्वाऽऽशुपठन्नारायणकलामगात् ६

ત્યાં પાર્વતીજી નિરંતર રામગીતાનો પાઠ કરતાં હતાં. તે પાઠ સાંભળીને મહાપ્રયત્નવડે તેમની પાસેથી પોતે શીખ્યા અને પાઠ કરવા લાગ્યા જેથી નારાયણ રૂપ થયા. ॥ ૬ ॥

ब्रह्महत्यादिपापानांनिष्कृतिंयदिवाञ्छति ।
रामगीतां मासमात्रं पठित्वा मुच्यतेनरः ॥૭

જો મનુષ્યને બ્રહ્મહત્યાદિ ઘોર પાપોથી મુક્ત થવાની ઇચ્છા હોય તો માત્ર એક મહિનો રામગીતાનો ( શુદ્ધ ચિત્તથી ) પાઠ કરવાથી તે સર્વ પાપોનાં બંધનથી છુટી જાય છે. ॥૭

दुष्प्रतिग्रहदुर्भोज्यदुरालापादिसंभवम् ।
पापंयत्तत्कीर्तनेनरामगीताविनाशयेत् ॥८॥

દુષ્ટ દાન લેવાથી, ન ખાવા યોગ્ય વસ્તુ ખાવાથી તથા ખરાબ શબ્દ બોલવાથી જે પાપ થાય છે તે સઘળાં પાપ રામગીતાના પાઠથી નાશ પામે છે. ॥ ૮ ॥

शालिग्रामशिलाग्रेचतुलस्यश्वत्थसन्निधौ ।
यतीनांपुरतस्तद्वद्रामगीतापठेत्तुयः ।
सतत्फलमवाप्नोतियद्वाचोऽपिनगोचरम् ॥९

જે મનુષ્ય શાલિગ્રામ આગળ, તુલસી કે પીપળાની સમક્ષ–નજીક વા સંન્યાસીઓ

આગળ રામગીતાનો પાઠ કરે છે તેને જે ફળ પ્રાપ્ત થાય છે તે વાણીથી ( સરસ્વતીથી ) પણ કહી શકાય એમ નથી. ॥ ૯ ॥

रामगीतांपठन्भक्त्यायःश्राद्धेभोजयेद्द्विजान् ।
तस्यतेपितरःसर्वेयांतिविष्णोःपरंपदम् ॥ १०

જે મનુષ્ય શ્રાદ્ધ સમયે રામગીતાનો પાઠ કરીને બ્રાહ્મણોને જમાડે છે તેના સર્વે પૂર્વજો શ્રી વિષ્ણુપદને પ્રાપ્ત થાય છે. ॥ ૧૦

एकादश्यांनिराहारोनियतोद्वादशीदिने ।
स्थित्वागस्त्यतरोर्मूलेरामगीतांपठेत्तुयः ॥
सएवराघवःसाक्षात्सर्वेदेवैश्चपूज्यते ॥ ११ ॥

એકાદશીને દિવસે ઉપવાસ કરી અને બારસને દિવસે વ્રતસ્થ રહીને અગથીઆના ઝાડ તળે બેસીને જે મનુષ્ય રામગીતાનો પાઠ કરે છે તે સાક્ષાત્ રામચંદ્રજી સમાન સર્વ દેવોનેપૂજવા યોગ્ય થાય છે અર્થાત્ રામગીતાનો આ પ્રમાણે પાઠ કરે તો સર્વ દેવો તેની પુજા કરે છે.

विनादानंविनाध्यानंविनातीर्थावगाहनम् ।
रामगीतांनरोऽधीत्यतदनन्तफलंलभेत् ॥१२

જ્ઞાન, ધ્યાન અને તીર્થ સ્નાનાદિ કર્મો વિના-જ જે મનુષ્ય રામગીતાનો પાઠ કરે છે તે ઉક્ત સત્કૃત્યોનાં અનંતફળને પામે છે. અર્થાત્ માત્ર રામગીતાજ અનંત ફળને આપનાર છે. ૧૨

बहुनाकिमिहोक्तेन शृणुनारदतत्वतः ।
यस्यविज्ञानमात्रेण वांछितार्थफलंलभेत् १३

હે નારદ! વધારે કહેવાથી શો લાભ છે? માત્ર રામગીતાના જાણવાથી વાંછિતાર્થની પ્રાપ્તિ થાય છે અર્થાત્ જે જે મનકામનાઓ સિદ્ધ કરવી હોય તે તે આ રામગીતા વાંચ-વાથી, મનન કરવાથી અને તે પાઠ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવાથી સિદ્ધને પામે છે.

इति श्रीब्रह्माण्डपुराणेउत्तरखण्डेरामगीता
माहात्म्यंसंपूर्णम्॥

ઇતિ શ્રીરામગીતા માહાત્મ્ય સમાપ્ત.

# अथ रामगीता प्रारंभ.



॥ महादेव उवाच ॥

ततो जगन्मङ्गलमङ्गलात्मनाविधाय रामायण कीर्तिमुत्तमाम् ॥ चचारपूर्वाचरितंरघूत्तमोराजर्षिवर्यैरपिसेवितंयथा ॥१॥

શ્રી મહાદેવજી કહે છે કે–હે પાર્વતી! ત્યાર પછી જગતના કલ્યાણરૂપ માંગલિક જેનો આત્મા છે એવા રામચંદ્રજી મોક્ષને અર્થે અત્યંત શ્રેષ્ઠ એવી રામાયણને પ્રવર્તાવનારી કીર્તિ સ્થાપન કરીને પોતાના બાપદાદાઓ તથા બીજા મોટા મોટા રાજાઓ જે પ્રમાણે પ્રજાનું પાલન કરી સત્કથા સાંભળતા અને મોક્ષ માર્ગનું સેવન કરતા તે રીતે પોતે પણ કરવા લાગ્યા. ॥ ૧ ॥

सौमित्रिणापृष्टउदारबुद्धिनारामःकथाम् प्राह पुरातनीम्शुभाम् ॥ राज्ञःप्रमत्तस्यनृगस्यब्रा-

पतोद्विजस्यतिर्यक्त्वमथाहराघवः ॥२॥

મહા ગુણવાન બુદ્ધિશાળી સુમિત્રાજીના પુત્ર લક્ષ્મણજીના પૂછવાથી ધર્મ અને અધર્મના નિર્ણયને અર્થે પૂર્વે બ્રાહ્મણોને ગોદાન આપવાથી મદોન્મત થએલા નૃગ રાજાને બ્રાહ્મણના શાપથી કાચંડાનો દેહ ધરવો પડયો હતો તે કથા રામચંદ્રજી લક્ષ્મણજીને કહેવા લાગ્યા ॥ ૨ ॥

कदाचिदेकान्त उपस्थितंप्रभुरामंरमालालितपादपङ्कजम् । सौमित्रिरासादितशुद्धभावनः प्रणम्यभक्त्याविनयान्वितोऽब्रवीत् ॥३॥

એક દિવસ એકાંત સ્થળમાં બેઠેલા એવા અને જેમના ચરણારવિંદને લક્ષ્મી (સીતાજી) એ સેવેલા છે એવા પૂર્ણ પ્રતાપી રામચંદ્રજીને શુદ્ધ અંતઃકરણવાળા લક્ષ્મણજી ભક્તિવડે નમસ્કાર કરીને વિનયયુક્ત આ પ્રમાણે પૂછવા લાગ્યા. ॥ ૩ ॥

त्वंशुद्धबोधोऽसिहिसर्वदेहिनामात्माऽस्यधी-
शोऽसिनिराकृतिः स्वयम् ॥ प्रतीयसेज्ञानदृ-
शांमहामतेपादाब्जभृङ्गाहितसंगसंगिनाम् ॥४

હે બુદ્ધિમાન રામચંદ્રજી! તમે તો શુદ્ધ ચૈતન્ય રૂપ છો, સર્વ દેહોના આત્મા, દેહના નિયંતા છો, આકૃતિ રહિત છો, તો પણ તમારા ચરણકમળને ભમરાની પેઠે શુદ્ધ અંતઃકરણથી જેમણે સંગ કરેલો છે એવા જ્ઞાનવાળા પુરૂષોને તો તમે પ્રત્યક્ષ જણાઓ છો. ॥ ૪

अहंप्रपन्नोऽस्मिपदाम्बुजं प्रभोभवापवर्गं तव
योगिभावितम्॥ यथांजसाज्ञानमपारवारिधिं
सुखंतरिष्यामितथानुशाधिमाम् ॥५॥

હે પ્રભુ! સંસાર થકી મોક્ષને અર્થે યોગી પુરૂષોએ સેવેલાં એવાં તમારાં ચરણકમળને હું પામ્યો છું માટે અવિદ્યારૂપ સમુદ્રને હું સ્હેજે તરી જાઉં તે રીતે મને ઉપદેશ આપો. ॥ ૫ ॥

श्रुत्वाऽथसौमित्रिवचोऽखिलंतदा प्राह प्रप-
न्नार्तिहरःप्रसन्नधीः॥ विज्ञानमज्ञानतमोपशा-
न्तयेश्रुतिप्रपन्नंक्षितिपालभूषणः ॥६॥

ત્યાર પછી શરણે આવેલાની પીડાને શમાવનાર અને ભક્ત ઉપર અનુગ્રહ કરવાવાળા, બુદ્ધિવાળા અને પૃથ્વીનુ પાલન કરનારા રાજાઓમાં આભૂષણરૂપ રામચંદ્રજી સુમિત્રાજીના પુત્ર લક્ષ્મણજીનાં આ પ્રકારે વિનય વાક્ય સાંભળીને તે વખતે અજ્ઞાનની શાંતિને અર્થે શ્રુતિએ યુક્ત એવું જે જ્ઞાન તે કહેવા લાગ્યા. ॥ ૬ ॥

आदौस्ववर्णाश्रमवर्णिताः क्रियाःकृत्वासमा-
सादितशुद्धमानसः । समाप्यतत्पूर्वमुपात्तसा-
धनःसमाश्रयेत्सद्गुरुमात्मलब्धये ॥७॥

પ્રથમ પોતાના વર્ણાશ્રમના ધર્મ પ્રમાણે કહેલી ક્રિયાઓ કરીને, શુદ્ધ અંતઃકરણવાળો

થઈ, શમદમાદિ નિયમનું સાધન કરી, કર્મ-ફળનો ત્યાગ કરી આત્મજ્ઞાનને માટે સદ્દગુરૂનો આશ્રય કરવો. ॥ ૭ ॥

क्रियाशरीरोद्भवहेतुरादताप्रियाप्रियौतौ भवतः सुरागिणः ॥ धर्मेतरौतत्रपुनःशरीरकंपुनः क्रियाचक्रवदीर्यतेभवः ॥८॥

પ્રીતિપૂર્વક પૂર્વજન્મમાં સંપાદન કરેલી ક્રિયાઓ તે જ જન્મના હેતુભૂત છે પછી તે જન્મમાં વિષયાભિલાષી પુરૂષોને સુખ દુઃખ ઉત્પન્ન કરનારા, ધર્મ ને અધર્મમાં સુખને પામવાને અને દુઃખને નિવારણ કરવાની ભ્રાંતિથી પ્રવૃત્તિ થાય છે અને તેથી જે ક્રિયાઓ કરવામાં આવે છે તેથી દેહ ઉત્પન્ન થાય છે એમ ક્રિયા અને શરીર ફરતા ચક્રની પેઠે વારંવાર ફર્યા કરે છે. ॥ ૮ ॥

अज्ञानमेवास्यहिमूलकारणंतद्धानमेवात्र विधौविधीयते ॥ विद्यैवतन्नाशविधौपटीयसीन

कर्मतज्जंसविरोधमीरितम् ॥९॥

આ સંસારથી નિવૃત્તિ નહીં પામવાનું મૂળકારણ અજ્ઞાન છે માટે આ જન્મમાં અજ્ઞાનના નાશ કરવાના ઉપાયોમા વિદ્યા સમર્થ છે, પણ કર્મ સમર્થ નથી; કેમકે કર્મ અજ્ઞાનથી થાય છે માટે તે વિરોધ યુક્ત છે. ૯

नाज्ञानहानिर्नचरागसंक्षयो भवेत्ततः कर्म सदोषमुद्भवेत् । ततः पुनः संसृतिरप्यवारिता तस्माद्बुधोज्ञानविचारवान्भवेत् ॥१०॥

અજ્ઞાન નાશ પામ્યા વગર રાગનો નાશ થતો નથી તેથી દોષ યુક્ત કર્મ ઉત્પન્ન થાય છે અને તેથી સંસાર ઉત્પન્ન થાય છે માટે બુદ્ધિમાન પુરૂષે જ્ઞાન અને વિચાર યુક્ત થવું. ૧૦

ननुक्रियावेदमुखेननोदितायथैवविद्या पुरुषार्थसाधनम् । कर्तव्यताप्राणभृतःप्रचोदिता विद्यासहायत्वमुपैतिसापुनः ॥११॥

આ પ્રકારે વચન સાંભળી લક્ષ્મણજીએ

પૂછ્યું કે હે ભગવાન ! અગ્નિહોત્રાદિક કર્મ પણ વેદોક્ત છે તો પછી કર્મ નિંદિત કેમ થયું ? જેમ પુરૂષાર્થના સાધનને આપનારી વિદ્યા છે તેમ વેદની શ્રુતિઓમાં કહેલી ક્રિયાઓ પણ હોવી જોઇએ. આવી શંકા સાંભળી તેના સમાધાન માટે રામચંદ્રજીએ કહ્યું કે દેહધારી મનુષ્યોએ શ્રુતિ પ્રમાણે ચિત્ત શુદ્ધિ માટે ક્રિયાઓ કરવી; કેમકે તેથી વિદ્યાની સહાયતા મળે છે. ॥ ૧૧ ॥

कर्माकृतौदोषमपिश्रुतिर्जगौतस्मात्सदा कार्य-मिदं मुमुक्षुणा ॥ नतुस्वतन्त्राध्रुवकार्यकारि-णीविद्यानकिंचिन्मनसाऽप्यपेक्षते ॥१२॥

કર્મ ક્રિયા કરવામાં દોષ છે; તો પણ શ્રુતિમાં કહેલું છે માટે મુમુક્ષુ પુરૂષે વેદોક્ત ક્રિયા કરવી અને વિદ્યા તો મોક્ષને સંપાદન કરનારી તથા પોતાનું સહાયભૂત કાર્ય કરવામાં સમર્થ છે તેથી મનવડે કરીને પણ કોઇ પદાર્થની

અપેક્ષા ધરાવતી નથી. ॥ ૧૨ ॥

नसत्यकार्योऽपिहियद्वदध्वरः प्रकांक्षतेऽन्यानपिकारकादिकान् ॥ तथैवविद्याविधितः प्रकाशितैर्विशिष्यतेकर्मभिरेवमुक्तये ॥१३॥

ક્રિયાઓ સત્ય નથી; તો પણ યજ્ઞ જેમ દેશકાળાદિ હવિની અપેક્ષા રાખે છે તે જ પ્રકારે વિદ્યા પણ વિધિયે યુક્ત પ્રકાશિત કર્મોવડે કરીને મુક્તિને અર્થે શ્રેષ્ઠ કલ્પાય છે. ॥ ૧૩ ॥

केचिद्वदन्तीतिवितर्कवादिनस्तदप्यसद्दृष्ट विरोधकारणात् । देहाभिमानादभिवर्धतेक्रिया विद्यागताहंकृतितःप्रसिद्ध्यति ॥१४॥

કેટલાક પુરૂષો જ્ઞાનયુક્ત કર્મને મુક્તિનું સાધન કહે છે, પણ જ્યાં સુધી અહંકાર સત્તા રહેલી છે ત્યાં સુધી ક્રિયા જ્ઞાનના એકઠા થવામાં વિરોધ છે માટે એવા તર્કવાદીઓનું કહેવું મિથ્યા છે; કેમકે દેહાભિમાન થકી ક્રિયા-

ઓ વધે છે અને વિદ્યા તો અહંકૃતિ એટલે
( અહંકાર ) જવાથી મિશ્ર થાય છે. ॥ ૧૪ ॥

विशुद्धविज्ञानविरोचनाञ्चिता विद्यात्मवृत्ति-
श्चरमेतिभण्यते॥ उदेतिकर्माखिलकारकादि-
भिर्निहन्तिविद्याऽखिलकारकादिकम् ॥१५

શુદ્ધ જ્ઞાનના પ્રકાશને માટે વેદાંત વાકયનો
વિચાર કરવાથી પ્રાપ્ત થએલી જે આત્મવૃત્તિ
બ્રહ્માકારાંત વૃત્તિ તેનેજ વિદ્વાન પુરૂષો વિદ્યા
એમ કહે છે અને કર્મ જે યજ્ઞાદિ તે તો સર્વ
ક્રિયાઓએ યુક્ત થઇ સુખ દુઃખાદિ ફળને
ઉપજાવનાર થાય છે અને વિદ્યા તો પાછી તે
સુખ દુ.ખાદિ ફળને નાશ પમાડનાર છે. ૧૫

तस्मात्त्यजेत्कार्यमशेषतःसुधीर्विद्या विरोधा-
न्नसमुच्चयोभवेत् ॥ आत्मानुसंधानपरायणः
सदानिवृत्तसर्वेन्द्रियवृत्तिगोचरः ॥१६॥

એટલા માટે વિદ્યા અને કર્મના પરસ્પર
વિરોધથી એકત્રતા થતી નથી માટે રૂડી

બુદ્ધિવાળા મુમુક્ષુ પુરૂષે સર્વ કર્મ ફળનો ત્યાગ કરવો અને જ્યાં સુધી ચિત્ત શુદ્ધ થાય ત્યાં સુધી નિત્ય નૈમિત્તિક ક્રિયાઓ કરવી પછી મુમુક્ષુ પુરૂષે સર્વ ઇંદ્રિયોની વૃત્તિઓ તથા વિષયોનો ત્યાગ કરી આત્માની સાથે એકત્રતા કરવી. ॥ ૧૬ ॥

यावच्छरीरादिषु माययाऽत्मधीस्तावद्विधेयो विधिवादकर्मणाम् ॥ नेतीतिवाक्यैरखिलं निषिद्ध्यतज्ज्ञात्वापरात्मानमथात्यजेत्क्रियाः

જ્યાં સુધી શરીરાદિને વિષે માયાવડે કરી અહંકૃતિ રહેલી છે ત્યાં સુધી શાસ્ત્રોક્ત ક્રિયાઓ વિધિવડે કરીને કરવી અને જ્યારે અહંકૃતિ નાશ પામે ત્યારે આ સમસ્ત જગત્ સત્ય નથી એ પ્રકારના વાક્યવડે કરીને મિથ્યાભૂત જગતથી જુદા રહેલા પરમાત્માને જાણીને સઘળી ક્રિયાઓ ત્યાગ કરવી. ॥ ૧૭

यदापरात्मात्मविभेदभेदकं विज्ञानमात्मन्यव-

भातिभास्वरम् ॥ तदैवमायामविलीपतेऽज्ञ-
सासकारकाकारणमात्मसंसृतेः ॥१८॥

જ્યારે પરમાત્મા ( ઈશને ) અને માયાએ યુક્ત રહેલા જીવના ભેદને ટાળનાર શુદ્ધ વિજ્ઞાન અંતઃકરણમાં પ્રકાશ થાય છે ત્યારે જન્મ મરણને ઉત્પન્ન કરનારી અને માયાએ યુક્ત પરમાત્માને જીવ રૂપ ઉપાધિ જણાવનારી તથા નાના પ્રકારની ક્રિયાઓ કરાવનારી માયા તત્કાળ નાશ પામે છે. ॥ ૧૮ ॥.

श्रुतिप्रमाणैरपिनाशिताचसाकथं भविष्यत्य-
पिकार्यकारणी ॥ विज्ञानमात्रादमलाद्विती-
यात्तस्मादविद्यानपुनर्भविष्यति ॥१९

તત્વમસ્યાદિ શ્રુતિના મહાવાક્યવડે કરીને નાશ પમાડેલી અવિદ્યા ફરીને અસત્ય કાર્ય કરવામાં કેમ સંભવે ? જેમ દોરડીમાંથી સર્પની ભ્રાંતિ પ્રથમ ઉત્પન્ન થઈ તે મટી ગયા પછી સર્પની ભ્રાંતિ થતી નથી તેમજ

શુદ્ધ અને અદ્વિતીય નિર્મળ જ્ઞાનના નિશ્ચયથી તો તે અવિદ્યા નાશ પામેલી છે માટે તે પ્રાપ્ત થયે ફરી ઉત્પન્ન થતી નથી. ॥ ૧૯ ॥

यदिप्रणष्टानपुनः प्रसूयतेकर्ताऽहमस्येतिमतिःकथंभवेत् ॥ तस्मात्स्वतन्त्रानकिमप्यपेक्षतेविद्याविमोक्षायविभातिकेवला २०

જ્યારે તત્વ જ્ઞાનવડે કરીને નાશ પમાડેલી અવિદ્યા ફરીને ઉત્પન્ન થતી નથી ત્યારે આ કાર્યનો કરનાર હું છું એવી બુદ્ધિ કેમ થાય ? એટલા માટે વિદ્યા બીજા કશાની અપેક્ષા ન રાખતાં પોતે કેવળ મોક્ષને અર્થેજ પ્રકાશિતછે.

सातैत्तिरीयश्रुतिराहसादरंन्यासं प्रशस्ताखिलकर्मणांस्फुटम् ॥ एतायदित्याहचवाजिनांश्रुतिर्ज्ञानंविमोक्षायनकर्मसाधनम् ॥२१॥

તૈત્તિરીય શ્રુતિ પણ પ્રસિદ્ધ પદ વડે કરીને કહેલાં જે કર્મ તેનો ત્યાગ કરવો એવું નિશ્ચય-

પૂર્વક કહે છે અને તે જ પ્રમાણે વાજસનેય શ્રુતિ પણ કહે છે કે-જ્ઞાન છે તે મોક્ષને અર્થે છે પણ કર્મનું સાધન કરવા માટે નથી. ૨૧

विद्यासमत्वेनतुदर्शितस्त्वयाक्रतुर्नदृष्टान्तउदाहृतःसमः ॥ फलैःपृथक्त्वाद्बहुकारकैःक्रतुःसंसाध्यतेज्ञानमतोविपर्ययम् ॥२२॥

વિદ્યા અને કર્મના સમપણાએ કૃત્ત એવા યજ્ઞ તમે કર્યા, પણ તે યજ્ઞો તો અહંમમતા અભિમાનરૂપ સુખાદિ પ્રાપ્તિને અર્થે દેશ, કાળ નિયમ યુક્ત કર્યા અને જ્ઞાન તો એથી ઉલટું છે માટે વિદ્યા અને કર્મ સમાન કલ્પાય નહીં. ॥ ૨૨ ॥

सप्रत्यवायोह्यहमित्यनात्मधीरज्ञप्रसिद्धानतुतत्त्वदर्शिनः ॥ तस्माद्बुधैस्त्याज्यमविक्रियात्मभिर्विधानतः कर्मविधिप्रकाशितम् ॥२३

કર્મના ત્યાગનું પ્રાયશ્ચિત્ત તો હું એ પ્રકારની અનાત્મબુદ્ધિ જે અજ્ઞાનીમાં રહી છે તેને છે;

પરંતુ તત્વદૃષ્ટિવાળાને નથી વાસ્તે ક્રિયાના ફળમાં આસક્ત ચિત્તવાળાને તો વિધિ વિધાન થકી કરીને બતાવેલી ક્રિયા છે; તો પણ સત્ય નથી એમ જાણી તેનો ત્યાગ કરવો. ॥ ૨૩ ॥

श्रद्धान्वितस्तत्त्वमसीतिवाक्यतोगुरोः प्रसादादपिशुद्धमानसः ॥ विज्ञायचैकात्म्यमथात्मजीवयोःसुखीभवेन्मेरुरिवाप्रकम्पनः २४

ગુરૂ તથા શાસ્ત્ર વચન ઉપર શ્રદ્ધા રાખી નિષ્કામ બુદ્ધિવાળા અને શુદ્ધ અંતઃકરણવાળા થઈ ગુરૂ કૃપાથી તત્વમસિ વાકયના અર્થને જાણવાથી આત્મા અને જીવને એકાત્મપણું પમાડી મેરૂની પેઠે સ્થિરતા રાખવી. ૨૪

आदौपदार्थावगतिर्हिकारणंवाक्यार्थ विज्ञान विधौविधानतःतत्त्वंपदार्थौपरमात्मजीवकावसीतिचैकात्म्यमथानयोर्भवेत् ॥२५॥

વાકયના અર્થ જ્ઞાનની ઉત્પત્તિમાં જ્યાં સુધી પદાર્થની ગતિ થઈ નથી ત્યાં સુધી કારણ

માલમ પડે છે. તત્વમસિ વાક્યમાં તત્પદાર્થ પરમાત્મા, ત્વં પદાર્થ જીવ; એ બેના એકત્વપણાને પમાડનાર અસિ પદ છે. ॥ ૨૫ ॥

प्रत्यक्परोक्षादिविरोधमात्मनोर्विहायसंगृह्यत-
योश्चिदात्मताम् ॥ संशोधितांलक्षणयाचलक्षि-
तांज्ञात्वास्वमात्मानमथाद्वयोर्भवेत् ॥२६

જીવ અને ઇશ બંનેના વિરોધને ત્યાગ કરી રૂડા વિચારથી લક્ષમાં લીધેલી બંનેની ચિદાત્મતાને ગ્રહણ કરી પોતાના આત્માને પણ તેવીજ રીતનો જાણીને એકત્રતા કરવી પછી અદ્વય થવું. ॥ ૨૬ ॥

एकात्मकत्वाज्जहतीनसंभवेत्तथाऽजहल्लक्षण-
ताविरोधतः ॥ सोऽयंपदार्थाविवभागलक्ष-
णायुज्येततत्त्वंपदयोरदोषतः ॥२७

જીવ અને ઇશ્વરના એકત્વપણા થકીજ હતી (સ્વાર્થ લક્ષણા) સંભવતી નથી અને તેજ પ્રમાણે જો એકાત્મતા ન ગણે તો લક્ષણપણાના

વિરોધથી અજહત્ ( અસ્વાર્થ લક્ષણા ) પણ સંભવતી નથી. બંનેનું વિરૂધ્ધપણું વિશેષણથી જુદું જણાય છે, વિશેષણનો ત્યાગ કરે તો તત્ અને ત્વં એ બે પદો નિર્દોષ અને એકજ છે. ॥ ૨૭ ॥

रसादिपञ्चीकृतभूतसंभवंभोगालयंदुःख सुखादिकर्मणाम् ॥ शरीरमाद्यन्तवदादिकर्मजंमायामयंस्थूलमुपाधिमात्मनः॥२८॥

આ શરીરજ આત્માને સ્થૂલ ઉપાધિ કહે છે તે શરીર રસાદિ પંચ મહાભૂતથકી ઉત્પન્ન થએલું અને સુખ દુઃખાદિ ભોગવવાના સાધનરૂપ અને ઉત્પત્તિ નાશવાળું અને કર્મથકી જન્મ પામેલું તથા માયામયજ છે. તે શરીરથીજ આત્માને બંધન છે.

सूक्ष्मंमनोबुद्धिदशेन्द्रियैर्युतंप्राणैरपञ्चीकृतभूतसंभवम् । भोक्तुःसुखादेरनुसाधनंभवेच्छरीरमन्यद्विदुरात्मोबुधाः ॥२९॥

બુદ્ધિમાન પુરૂષો સ્થૂલ શરીરથી જુદું લિંગ શરીર છે તે આત્માને બંધનકારી છે તો તે કેવું છે તે કહે છે–તે શરીર પંચ મહાભૂતથી ઉત્પન્ન થએલું નથી પણ મન અને દશ ઇંદ્રિયોએ યુક્ત છે તથા પ્રાણુયુક્ત છે અને સૂક્ષ્મ છે, સુખાદિ ભોગવવાના સાધનભૂત છે એવા સૂક્ષ્મ શરીરને બુદ્ધિમાન પુરૂષો આત્માનું બીજું શરીર કહે છે. આ પ્રકારે જીવની ઉપાધિ કહી. ॥ ૨૯ ॥

अनाद्यनिर्वाच्यमपीहकारणंमायाप्रधानंतु पं-रंशरीरकम् । उपाधिभेदात्तुयतः पृथक्स्थितं स्वात्मानमात्मन्यवधारयेत्क्रमात् ॥३०

હવે ઇશની ઉપાધિ કહે છે. ઉત્પત્તિ રહિત વાણીથી ન કળી શકાય તેમ છે; તો પણ આ જગતની ઉત્પત્તિભૂત માયા જેને પ્રધાન છે તથા શરીર–આદિ ઉપધિમાં યુક્ત છતાં માયાથી પર અને ઉપાધિના ભેદથી જુદો

જણાતો એવા આત્માને શ્રવણ મનન અને નિદિધ્યાસના અનુક્રમથી શુદ્ધ અંતઃકરણમાં જાણવો. ॥ ૩૦ ॥

कोशेषुपंचस्वपितत्तदाकृतिर्विभातिसंगात्स्फटिकोऽमलोयथा। असंगरूपोऽयमजोयतोद्वयोयतोविज्ञायतेऽस्मिन्परितोविचारिते ३१

જેમ દીવા–આદિ પ્રતિબિંબિત પદાર્થોથી કાચમાં અનેક આકૃતિઓ જણાય છે તેમ આનંદમય, અન્નમય, પ્રાણમય, મનોમય, અને વિજ્ઞાનમય કોશને વિષે તેવી તેવી આકૃતિ વાળો જણાય છે; તો પણ પોતે સંગથી રહિત છે અને નાશ વગરનો છે તેથી પોતે એકલોજ છે એવું મહાવાકયમાં સંપૂર્ણ વિચારથી વિચારીએ તો માલમ પડે છે. ૩૧

बुद्धेस्त्रिधावृत्तिरपीहदृश्यते स्वप्नादिभेदेनगुणत्रयात्मनः ॥ अन्योन्यतोऽस्मिन्व्यभिचारतोमृषानित्येपरेब्रह्मणिकेवलेशिवे ॥३२॥

આ આત્મામાં જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ બુદ્ધિની ત્રણ અવસ્થાઓ છે. તે આત્માના સત્વ, રજ અને તમ ત્રણ પ્રકારના ગુણથી ત્રણ ઉપાધિયો થએલી છે. તેમની પરસ્પર ગતિ પણ મિથ્યા છે; કેમકે આત્માના આશ્રયવડે કરીનેજ પ્રકાશ પામે છે તે આત્મા ઉત્પત્તિ અંત રહિત છે વળી ત્રણ ગુણે રહિત બ્રહ્મવ્યાપી અને નિઃસંગ આનંદ રૂપ અને માંગલિક છે તેવા આત્મામાં પરસ્પર અવસ્થાની ગતિ થવી સંભવતી નથી. ॥ ૩૨ ॥

देहेन्द्रियप्राणमनश्चिदात्मनांसंगादजस्रंपरिवर्ततेधियः ॥ वृत्तिस्तमोमूलतयाज्ञलक्षणायावद्भवेत्तावदसौभवोद्भवः ॥३३॥

દેહ ઇંદ્રિય પ્રાણ તથા મન અને ચિદાત્મપણું તેઓના પરસ્પર અધ્યાસથી અને અજ્ઞાનનું લક્ષણ જેમાં છે એવી બુદ્ધિ જ્યાં સુધી કેલાય છે ત્યાંસુધી આત્માને જન્મ મરણ છે.

नेतिप्रमाणेननिराकृताखिलोहृदासमास्वादितचिद्घनामृतः । त्यजेदशेषं जगदात्तसद्रसं पीत्वायथाम्भःप्रजहातितत्फलम् ॥३४॥

આ જગત્ સત્ય નથી એ પ્રકારના નિશ્ચયથી જગતને મિથ્યા માનનાર અને સત્વગુણ પ્રધાનવાળા મનવડે કરી દુઃખને ભેદનારૂં જે સુખ તેનો જેણે અનુભવ કરેલો છેતે પુરૂષ જેમ અત્યંત તરસવાળો પુરૂષ નાળીએરનું પાણી પીને ફળનો ત્યાગ કરે છે તેમ સમગ્ર જગતનો સાર બ્રહ્મ છે એમ જાણી જગતનો ત્યાગ કરે છે. ॥ ૩૪ ॥

कदाचिदात्मा न मृतोनजायतेनक्षीयतेनापि विवर्धतेऽनवः । निरस्तसर्वातिशयःसुखात्मकःस्वयंप्रभुःसर्वगतोऽयमद्वयः ॥३५॥

આત્મા તો કોઇ દિવસ જન્મતો નથી, મરતો, નથી ક્ષીણ થતો નથી, વધતો નથી, નવો થતો નથી તેમ નાશ પામતો નથી; પણ

સર્વ દેહની ઇંદ્રિયોમાં મુખ્ય રહેલો છે અને સ્વપ્રકાશક છે, સર્વમાં મળેલો છે; તથાપિ એક એજ બ્રહ્મ સ્વરૂપ છે. ॥ ૩૫ ॥

एवंविधेज्ञानमयेसुखात्मकेकथंभवोदुःखमयः प्रतीयते ॥ अज्ञानताऽध्यासवशात्प्रकाशते ज्ञानेविलीयेतविरोधतःक्षणात् ॥३६॥

એ પ્રકારે જ્ઞાનમય અને સુખાત્મક તથા વિષય શૂન્ય આત્મામાં અજ્ઞાન અને દુઃખનો ભરેલો સંસાર કેમ જણાય ? જે આ જણાય છે તેતો અજ્ઞાન ભરેલા વિષયોને આધિન થવાથી અજ્ઞાનીને માલમ પડે છે, પણ જ્ઞાને કરી તે વિરોધ ક્ષણવારમાં મટી જાય છે. ૩૬

यदन्यदन्यत्रविभाव्यते भ्रमादध्यासमित्याहुरमुंविपश्चितः ॥ असर्पभूतेऽहिविभावनंयथारज्ज्वादिकेतद्वदपीश्वरेजगत् ॥३७॥

ભ્રાંતિથી સાચા પદાર્થોમાં ખોટાનો અને જુઠા પદાર્થોમાં સાચાનો વિશ્વાસ બેસવો તેનેજ

આત્મા પુરૂષો અધ્યાસ કહે છે. જેમ દોરડીનું ગુંચળું અંધારામાં પડેલું હોય અને તેમાં સર્પની ભ્રાંતિ થાય તેવી રીતે પરમાત્મા ને વિષે જગત્ પણ મિથ્યા છે. ॥ ૩૭ ॥

विकल्पमायारहितेचिदात्मकेऽहंकारएष प्रथमः प्रकल्पितः ॥ अध्यासएवात्मनिसर्वकारणेनिरामयेब्रह्मणिकेवलेपरे ॥३८॥

અંગાદિ ભ્રાંતિઓથી રહિત શુદ્ધ પરમાત્મામાં અહંકાર પ્રથમ કલ્પના થએલો છે અને તે જ અહંકાર અધ્યાસ (અહં બુદ્ધિરૂપ) થઈ સર્વના કારણ રૂપ અને આનંદમય તથા કેવળ શુદ્ધ બ્રહ્મમાં સર્વ સંસારનાં કારણરૂપ જણાય છે. ॥ ૩૮ ॥

इच्छादिरागादिसुखाद धार्मिकाःसदाधियः संसृतिहेतवःपरे ॥ यस्मात्प्रसुप्ता तदभावतः परःसुखस्वरूपेणविभाव्यतेहिन ॥३९॥

સર્વના સાક્ષી અને શુદ્ધ આત્મામાં ઇચ્છાદિ

રાગાદિ, સુખાદિ ધર્મવાળી બુદ્ધિઓ સંસારના હેતુરૂપ છે; કેમકે પરમાત્માની સુષુપ્તિ અવસ્થામાં સંસારના હેતુનો નાશ હોવાથી આત્મા પરમ શુદ્ધ અમને જણાય છે. ॥૩૯॥

अनाद्यविद्योद्भवबुद्धिबिम्बितोजीवःप्रकाशोऽयमितीर्यतेचितः॥आत्माधियःसाक्षितयापृथक्स्थितोबुद्ध्यापरिच्छिन्नपरःसएवहि ४०

અનાદિ એવી જે વિદ્યા તે બુદ્ધિ અનુસારે થએલી છે અને બુદ્ધિ અંતઃકરણના અનુસારથી રહેલી છે અને તેમાં આત્મા સાક્ષી સ્વરૂપે રહેલો છે તેથી બુદ્ધિનો ધર્મ સુખ દુઃખાદિથી જુદો છે; પરંતુ હું જીવું છું એ પ્રકારના અભિમાનથી ચિત્તના અધ્યાસને લઇને સુખ દુઃખાદિને માની લે છે નહીં તો પોતે તો શુદ્ધ છે અને બુદ્ધિથી વિલક્ષણ છે, પણ બુદ્ધિનાજ પ્રતિબિંબપણાથી જુદો જણાય છે પ્રતિબિંબનો નાશ થયે શુદ્ધ જણાય છે.

चिद्बिम्बसाक्षात्मधियांप्रसंगतस्त्वेकत्रवासा-
दनलाक्तलोहवत् ॥ अन्योऽन्यमध्यासवशा-
त्प्रतीयतेजडाजडत्वंचचिदात्मचेतसोः ४१

આત્મા અને બુદ્ધિ બંનેના એકજ વાસથી અને પ્રસંગથી ચિત્તનું પ્રતિબિંબ આત્મામાં પડે છે જેમ અગ્નિથી તપેલું લોઢું લોઢાના આકાર જેવા અગ્નિરૂપે માલમ પડે છે તેમ શુધ્ધ આત્મા ને ચિત્ત બંનેના પરસ્પર અધ્યાસ વિષયની આધિનતાથી ( બંનેના એકાત્મપણાથી ) જડ અને અજડપણું દેખાય છે.

गुरोःसकाशादपिवेदवाक्यतःसंजातविद्यानु-
भवोनिरीक्ष्यतम् । स्वात्मानमात्मस्थमुपाधि
वर्जितंत्यजेदशेषंजडमात्मगोचरम् ॥४२॥

ગુરૂની પાસેથી વેદ વાક્ય સાંભળવાથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે જ્ઞાનવડે કરીને અનુભવ થએલો જેને છે એવો જે પુરૂષ પોતાના શરીરને વિષે જે આત્મા રહેલો છે તે

ઉપાધિથી રહિત છે એમ જાણીને પોતાની દૃષ્ટિએ પડતું જડ સ્વરૂપવાળું જે જગત્ તેનો ત્યાગ કરે છે. ॥ ૪૨ ॥

प्रकाशरूपोऽहमजोऽहमद्वयोऽसकृद्विभातोऽहमतीवनिर्मलः॥ विशुद्धविज्ञानघनोनिरामयः संपूर्णआनन्दमयोऽहमक्रियः ॥४३॥

પોતે આત્માને પ્રકાશ રૂપ, અદ્વય, પોતે પોતાની સત્તાથી પ્રકાશિત, અત્યંત નિર્મલ, શુદ્ધ જ્ઞાનના સમૂહરૂપ, અભિમાન રહિત, આનંદમય, પરિણામ રહિત અને જન્મ વગરનો જાણે છે. ॥ ૪૩ ॥

सदैवमुक्तोऽहमचिन्त्यशक्तिमानतीन्द्रियज्ञानमविक्रियात्मकः॥ अनन्तपारोऽहमहर्निशंबुधैर्विभावितोऽहंहृदिवेदवादिभिः ॥४४

આત્મા ત્રણ લોકમાં મુક્ત, કળ્યામાં ન આવે એવી શક્તિવાળો તથા ઇંદ્રિયોથી જુદો, જ્ઞાનરૂપ, વિકાર વગરનો અને પરિણામની

સીમા વગરનો વેદવેત્તા-બુદ્ધિમાન પુરૂષોએ હૃદયમાં કલ્પેલો છે. ॥ ૪૪ ॥

एवंसदात्मानमखण्डितात्मना विचारमाणस्य विशुद्धभावना ॥ हन्यादविद्यामचिरेणकारकै रसायनंयद्वदुपासितंरुजः ॥४५॥

જેમ રસાયણ સેવનારના રોગ નાશ પામે છે તેવી રીતે વિષયથી ખેંચેલા ચિત્તવડે કરીને અને શુદ્ધ અંતઃકરણ વડે વિચાર કરનાર પુરૂષની બહુ જન્મનાં કર્મવડે કરીને પમાયલી જે અવિદ્યા તે નાશ પામે છે. ॥ ૪૫ ॥

विविक्तआसीनउपारतेन्द्रियो विनिर्जितात्मा विमलान्तराशयः॥ विभावयेदेकमनन्यसाधनोविज्ञानदृक्केवलआत्मसंस्थितः ॥४६

એકાંત સ્થળમાં બેસી, ઇંદ્રિયોને નિવૃત્ત કરી મનને જીતી અને શુદ્ધ અંતઃકરણ કરીને એક એજ સાધનવાળો થઈ આત્મામાંજ ચિત્તની સમાપ્તિ કરી કેવળ નિઃસંગ

થઈ પરમાત્માનું ધ્યાન કરવું. ॥ ૪૬ ॥

विश्वं यदेतत्परमात्मदर्शनं विलापयेदात्मनि सर्वकारणे ॥ पूर्णश्चिदानन्दमयोऽवतिष्ठते न वेदबाह्यंनचकिंचिदन्तरम् ॥४७॥

પરમાત્માના જ્ઞાનને બતાવનારૂં એવું અને ભૂત, ભવિષ્ય વર્તમાનવાળું જે આ વિશ્વ તેને સર્વના અધિષ્ઠાન સત્તારૂપ પરમાત્મામાં લીન કરીને એક શુદ્ધ ચિદાનંદમય થવાથી બાહ્ય અને અંતર કંઇપણ જાણતો નથી અર્થાત્ દૃશ્યને મિથ્યા સમજી સર્વત્ર બ્રહ્મ સત્તાને દેખે છે. ॥ ૪૭ ॥

पूर्वसमाधेरखिलंविचिंतयेदोंकारमात्रंसचराचरंजगत् । तदेववाच्यंप्रणवोहिवाचको विभाव्यतेऽज्ञानवशान्नबोधतः ॥४८॥

સમાધિના પહેલાં સમગ્ર જગતને ઓંકાર માત્ર રહેલું જાણવું માટે તે ઓંકાર ( પ્રણવ ) ને કહેવો ( જપવો ) આ પ્રકાર જ્ઞાનથી જણાય છે, પણ બોધથી જણાતો નથી. ॥ ૪૮ ॥

अकारसंज्ञःपुरुषोहिविश्वको ह्युकारकस्तैजस ईर्यतेक्रमात् ॥ प्राज्ञोमकारःपरिपठ्यतेऽखिलैःसमाधिपूर्वंनतुतत्त्वतोभवेत् ॥४९॥

તે ઓંકાર—અકાર ઉકાર અને મકાર ત્રણે અક્ષરે યુક્ત થએલો છે—અકાર સંજ્ઞાવાળો પુરૂષ જાગ્રત અવસ્થાનો સાક્ષી ( વિરાટ ) છે. લિંગ દેહનો અભિમાની હિરણ્યગર્ભ સ્વપ્ન અવસ્થાનો સાક્ષી ( તૈજસ ) છે અને તેની ઉકાર સંજ્ઞા છે તથા મકાર સંજ્ઞાવાળો પુરૂષ સુષુપ્તિનો સાક્ષી ( પ્રાજ્ઞ ) છે. આપણું સમગ્ર વેદવડે કરીને કહેવાય છે અને તે ભાવના સમાધિના પેહેલાં થાય છે, તત્વને જાણવાથી થતી નથી; કેમકે સર્વનો બ્રહ્મમાં લય થાય છે. ૪૯

विश्वंत्वकारंपुरुषंविलापयेदुकारमध्ये बहुधा व्यवस्थितम् ॥ ततोमकारेमविलाप्य तैजसं द्वितीयवर्णंप्रणवस्यचान्तिमे ॥५०॥

વિશ્વમાં બહુ પ્રકારે રહેલો અકાર સંજ્ઞાવાળો

પુરૂષ તેને મકાર સંજ્ઞામાં મેળવવો પછી લિંગ દેહનો અભિમાની પ્રણુવનો બીજો અક્ષર જે ૐકાર તેને મકારમાં મેળવવો. ॥ ૫૦ ॥

मकारमप्यात्मनिचिद्घनेपरे विलापयेत्प्राज्ञ-मपीहकारणम् । सोऽहंपरंब्रह्मसदा विमुक्ति-मद्विज्ञानदृङ्मुक्तउपाधितोऽमलः ॥५१॥

કારણુપણુાથી અભિમાની મકાર સંજ્ઞાવાળા પુરૂષને શુદ્ધ સ્વરૂપ ચૈતન્યમાં મેળવી દેવો ત્યાર પછી ઉપાધિ રહિત નિર્મળ સોહં (સર્વ મેળાપના સ્થાનક ભૂત) બ્રહ્મ તેનું ચિંતવન કરવું. ॥ ૫૧ ॥

एवंसदाजातपरात्मभावनःस्वानन्दतुष्टः परि-विस्मृताखिलः॥आस्तेसनित्यात्मसुखःप्रका-शकः साक्षाद्विमुक्तोऽचलवारिसिन्धुवत् ५२

એ પ્રકારે પરમાત્માને વિષે જે પુરૂષને નિત્ય એકતા થએલી છે તેથી પુત્ર દેહ અને વિષયાદિને ભૂલી જઇને નહીં નાશ પામે એવું

જે આત્મ સુખ અને સુખને પ્રકાશ કરનારૂં જે સ્વરૂપ તેણે યુક્ત થઈ જીવનમુક્તપણાને પામીને, સ્થિર પાણીવાળા સમુદ્રની પેઠે સ્થિરતાથી રહે છે. ॥ ૫૨ ॥

एवंसदाऽभ्यस्तसमाधियोगिनोनिवृत्त सर्वेन्द्रियगोचरस्यहि। विनिर्जिताशेषरिपोरहंसदादृश्योभवेयंजितषड्गुणात्मनः ॥५३॥

જે પ્રકારે જેને નિરંતર સમાધિનો અભ્યાસ છે, ઇંદ્રિયોના વિષયને શમાવી દીધા છે તથા મનકામનાઓ રૂપી શત્રુઓને અને છ ગુણોને જેણે જીતેલા છે એવા યોગી પુરૂષને હું નિરંતર દૃશ્યમાન થાઉં છું. ॥ ૫૩ ॥

ध्यात्वैवमात्मानमहर्निशं मुनिस्तिष्ठेत्सदामुक्तसमस्तबन्धनः॥ प्रारब्धमश्नन्नभिमानवर्जितो मय्येवसाक्षात्मविलीयतेततः ॥५४॥

એ પ્રકારે જે મુનિ નિરંતર આત્માનું ધ્યાન કરતો કરતો સઘળાં સંસારી બંધનોથી મુક્ત

થઇ અભિમાન રહિત થઈ દૈવઇચ્છાથી પમાયલું જે સુખ દુઃખ તેને ભોગવે છે તે મુનિ નિશ્ચે મારા સ્વરૂપની ગતિ પામેછે. ૫૪

आदौचमध्येचतथैवचान्ततो भवंविदित्वाभय शोककारणम् ।।हित्वासमस्तंविधिवादचोदितंभजेत्स्वमात्मानमथाखिलात्मनाम् ।।५५।।

આ સંસાર ઉત્પત્તિ, સ્થિતિ અને લય ત્રણે કાળના સમયમાં ભય અને શોકના કારણરૂપ છે એમ જાણી વિધિવાદ ( યજ્ઞાદિ ક્રિયાઓમાં બતાવેલાં ) પ્રિય કર્મનો ત્યાગ કરી સર્વ જીવોના સ્વરૂપ ભૂત રહેલો પોતાનો આત્મા ઇશ્વર તેને ભજવો. ।। ૫૫ ।।

आत्मन्यभेदेनविभावयन्निदंभवत्यभेदेनमयात्मनातदा ।। यथाजलंवारिनिधौयथापयःक्षीरेवियद्व्योम्न्यनिलेयथानिलः ।।५६।।

સર્વ સત્તાનો ધારણ કરનાર જે હું તે મારે વિષે પોતાના સ્વરૂપને ભેદ અગર એકજ

સ્વરૂપે જ્યારે જાણે છે ત્યારે મારામાં અને તેનામાં એકત્રતા પ્રાપ્ત થાય છે. જેમ નદીયોના જળમાં અને સમુદ્રના જળમાં જુદાપણું નથી, તથા ગાય ભેંશ-આદિના એકઠા કરેલા દુધમાં નાખેલું બીજું દુધ એકઠા કરેલા દુધથી જેમ જુદું નથી, મોટા આકાશમાં અને ઘડામાં જણાતા આકાશમાં જેમ તફાવત નથી, તથા ધમણ-આદિમાં ભરેલા વાયુમાં અને બહારના વાયુમાં તફાવત નથી તેમ હું ઈશ્વર સ્વરૂપ આત્મા અને જીવ સ્વરૂપ આત્મામાં ભેદ નથી. ॥ ૫૬ ॥

इत्थं यदीक्षेत हि लोकसंस्थितोजगन्मृषैवेति विभावयन्मुनिः ॥ निराकृतत्वाच्छ्रुतियुक्तिमानतो यथेन्दुभेदो दिशि दिग्भ्रमादयः ५७

આ પ્રકારે મનુષ્ય લોક વ્યવહારમા રહેલો છતાં જગતને શ્રુતિઓનાં યુક્તિરૂપ પ્રમાણથી અને નાશવંતપણાથી મિથ્યા સમજે છે. જેમ ભ્રાંતિથી એક ચંદ્રમાં બે ચંદ્ર જણાય છે અને

ગાડીમાં બેસી દિશાઓમાં ગતિ કરતાં પાસેનાં ઝાડ ચાલતાં જણાય છે પણ પોતે સ્થિરતાથી જોશે તો ચંદ્ર એકજ છે અને ઝાડ પણ સ્થિર છે તેમ બ્રહ્મમાં સત્યપણું અને જગતમાં મિથ્યાપણું જોવામાં છે. ॥ ૫૭ ॥

यावन्न पश्येदखिलं मदात्मकं तावन्ममाराधनतत्परो भवेत् ॥ श्रद्धालुरत्यूर्जितभक्तिलक्षणो यस्तस्य दृश्योऽहमहर्निशं हृदि ॥५८॥

જ્યાં સુધી સમસ્ત જગત્ મારા થકી ઉત્પન્ન થએલું છે એવું જ્ઞાન નથી થએલું ત્યાં સુધી મારી સેવાનું ચિન્હ જેમાં છે એવી ભક્તિને પણ પ નતો નથી માટે શ્રદ્ધા પૂર્વક સંપાદન કરેલી ભક્તિનું ચિન્હ જેણે ધારણ કરેલું છે તેવા મનુષ્યના હૃદયમાં હું નિરંતર જણાઉં છું.

रहस्यमेतच्छ्रुतिसारसंग्रहं मया विनिश्चित्य तवोदितं प्रिय॥ यस्त्वेतदालोचयतीह बुद्धिमान्स मुच्यते पातकराशिभिः क्षणात् ॥५९

શ્રી મહાદેવજી ભવાનીને કહે છે-હે પ્રિયે ! આ જે જ્ઞાન છે તે સમસ્ત વેદની શ્રુતિઓમાં-થી ગુહ્ય ભાગ નિશ્ચય કરી મેં તને કહેલો છે માટે જે બુદ્ધિમાન પુરૂષ તે જ્ઞાનનો વિચાર કર્યા કરે છે તે મનુષ્ય પાપના સમૂહથી ક્ષણ વારમાં મૂકાઇ જાય છે. ॥ ૫૯ ॥

भ्रातर्यदीदं परिदृश्यते जगन्मायैवसर्वं परि-हृत्य चेतसा ॥ मद्भावनाभावितशुद्धमानसः सुखीभवानन्दमयो निरामयः ॥६०॥

શ્રીરામચંદ્રજી લક્ષ્મણજીને કહે છે-હે ભાઇ ! આ જે જગત્ દેખાય છે તે સર્વ માયા છે એમ મનવડે નિશ્ચય કરીને મારા વિષે શુદ્ધ અંતઃકરણવાળો માયાથી રહિત અને આનંદરૂપ સુખી થા. ॥ ૬૦ ॥

यःसेवते मामगुणं गुणात्परं हृदा कदा वा य-दि वा गुणात्मकम् । सोऽहं स्वपादाश्चितरे-णुभिःस्पृशन्पुनातिलोकत्रितयंयथारविः ६१

જે પુરૂષ ગુણથી રહિત અને ગુણથી પર

તથા ગુણનો આત્મા એવો જે હું તેને શુદ્ધ અંતઃકરણવાળો થઈ સેવે છે તે પુરૂષ પોતાના ચરણના રજની સ્પર્શવડે કરી જેમ ત્રણ લોકને સૂર્ય પવિત્ર કરે છે તેમ પવિત્ર કરેછે.

विज्ञायमेतदखिलं श्रुतिसारमेकं वेदान्तवेद्यं
चरणेनमयैव गीतम् ॥ यःश्रद्धया परिपठेद्गुरु
भक्तियुक्तोमद्रूपमेति यदिमद्वचनेषुभक्तिः ६२

આ જે જ્ઞાન સઘળી વેદની શ્રુતિઓ તથા ઉપનિષદ્‌નો સાર તેનું દોહન કરીને મેં કહેલ છે માટે જે મનુષ્ય જગતમાં જન્મ મરણને ટાળવાના હેતુથી ગુરૂની ભક્તિ કરીને અને મારા વચન ઉપર વિશ્વાસ રાખી ભક્તિ વડે ભણે છે તે મનુષ્ય મારા સ્વરૂપને પામે છે.૬૨

इति श्रीमदध्यात्मरामायणे उमामाहेश्वर
संवादेउत्तरकाण्डे श्रीरामगीता
नामपंचमसर्गः ॥ ५ ॥

ઇતિ શ્રી રામગીતા સંપૂર્ણ.

## ॥ अथ सप्तश्लोकी गीता ॥

॥ श्री गणेशाय नमः ॥

ॐमित्येकाक्षरंब्रह्मव्याहरन्मामनुस्मरन् ।
यःप्रयातित्यजन्देहंसयातिपरमांगतिम् ॥१॥

શ્રી કૃષ્ણ પરમાત્મા બોલ્યા–હે અર્જુન ! જે પુરૂષ "ૐ" એવા એક અક્ષરનો ઉચ્ચાર કરતો તથા મારૂં સ્મરણ કરતો, શરીરને ત્યજીને જાય છે તે મારી શ્રેષ્ઠ ગતિને પામે છે.

स्थानेहृषीकेश तवप्रकीर्त्याजगत्प्रहृष्यत्यनु-
रज्यतेच । रक्षांसिभीतानिदिशोद्रवंतिसर्वेन-
मस्यंतिचसिद्धसंघाः ॥ २ ॥

આવું શ્રી કૃષ્ણ ભગવાનનું કથન સાંભળી અર્જુન બોલ્યા–હે ઋષિકેશ ! તમારા કીર્તનથી આખું જગત આકર્ષાય છે તથા હર્ષ પામે છે તે યોગ્ય છે. રાક્ષસો ભય પામીને

હરો દિશાઓમાં નાસી જાય છે અને સિદ્ધ જનોના સમૂહ આપને નમસ્કાર કરે છે. ૨

सर्वतःपाणिपादंतत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतःश्रुतिमल्लोकेसर्वमावृत्यतिष्ठति ॥३॥

તે પરમાત્મા રૂપ વસ્તુ સર્વત્ર હાથ પગવાળી છે, ચોતરફ આંખ, મસ્તક તથા મુખવાળી છે, ચોતરફ કાનવાળી છે તથા સર્વમાં વ્યાપી-ને રહી છે; અર્થાત્ સવ પ્રાણીઓની વૃત્તિવડે તથા સર્વનાં હાથ, પગ, મુખ–આદિ વડે એ સર્વત્ર વ્યાપક બ્રહ્મ વ્યવહાર કરે છે. ॥ ૩ ॥

कविंपुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः । सर्वस्यधातारमचिंत्यरूपमादित्यवर्णंतमसःपरस्तात् ॥४॥

સર્વજ્ઞ, અનાદિ, સર્વનો નિયન્તા, સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ, સર્વનો ધારણ કરનાર, ચિંત્વનમાં ન આવે એવા રૂપવાળો, સૂર્યની

પેઠે પ્રકાશવાળો, અજ્ઞાનથી પર રહેલો એવો જે દિવ્ય પુરૂષ તેનું જે સ્મરણ કરે છે તે દિવ્ય ધામને પામે છે. ॥ ૪ ॥

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थमाहुरव्ययम् ।
छंदांसियस्यपर्णानियस्तंवेदसवेदवित् ॥५

અવિનાશી બ્રહ્મને જેનાં મૂળ ઉંચાં છે અને શાખાઓ નીચી છે તથા વેદના છંદો જેનાં પાંદડાં છે એવા પીપળાના ઝાડની ઉપમા આપી છે, આ પ્રમાણે જે જાણે છે તે વેદ જાણનાર કહેવાય છે. ॥ ૫ ॥

सवस्यचाहं हृदिसंनिविष्टोमत्तः स्मृतिर्ज्ञान-
मपोहनंच । वेदैश्चसर्वैरहमेववेद्योवेदांतकृ-
द्वेदविदेवचाहम् ॥६॥

હું સર્વના હૃદયમાં રહેલો છું અને સ્મૃતિ, જ્ઞાન અને તર્ક એ મારાથીજ નીકળે છે. સર્વ વેદવડે કરીને હું જાણવાને યોગ્ય છું. વેદાંત કરનાર અને વેદ જાણનાર પણ હુંજ છું. ॥ ૬

मन्मनाभवमद्भक्तोमद्याजीमांनमस्कुरु ।
मामेवैष्यसियुक्त्वैवमात्मानंमत्परायणः ॥ ७

તું મારામાંજ મન રાખ, મારોજ ભક્ત થા, મારોજ યજ્ઞ કરનાર થા, અને મનેજ નમસ્કાર કર, એ પ્રમાણે દઢ મનથી સદા મારામાંજ ચિત્ત રાખનારો તું મનેજ પામીશ. ॥ ૭ ॥

इतिश्री मद्भगवद्गीतासूपनिषत्सुब्रह्म विद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादेसप्तश्लोकी गीतासंपूर्णम् ॥ ॥ श्रीकृष्णार्पणमस्तु ॥

ઇતિ શ્રી સપ્તશ્લોકી ગીતા સમાપ્ત.

# अथ पांडवगीता प्रारंभ.

॥ पांडव उवाच ॥

प्रल्हादनारदपराशर पुंडरीकव्यासांबरीषशुक
शौनकभीष्मदाल्भ्यान् ॥ रुक्मांगदार्जुनव-
सिष्ठविभीषणादिन्पुण्यानिमान्परम भागव-
तान्स्मरामि ॥१॥

પ્રલ્હાદ, નારદ, પરાશર, પુંડરીક, વ્યાસ, અંબરીક, શુક, શૌનક, ભીષ્મ, દાલ્ભ્ય, રૂકમાંગદ, અર્જુન, વસિષ્ઠ, અને વિભીષણ, આદિ લઈને આ પવિત્ર પરમ ભક્તોનું હું સ્મરણ કરૂં છું. ॥ ૧ ॥

॥ લોમહર્ષણ ઉવાચ ॥

धर्मोविवर्द्धतियुधिष्ठिरकीर्तनेनपापं प्रणश्यति
वृकोदरकीर्तनेन ॥ शत्रुर्विनश्यतिधनंजयकी-
र्तनेनमाद्रीसुतौ कथयतांनभवंतिरोगाः॥२॥

લોમહર્ષણ કહે છે-યુધિષ્ઠિરના કિરતનવડે કરીને ધર્મ વૃદ્ધિ પામે છે, ભીમસેનના કિર્તનવડે કરીને સર્વ પાપ નાશ પામે છે, અર્જુનના કિર્તનવડે કરી શત્રુ નાશ પામે છે, અને સહદેવ તથા નકુળનું સ્મરણ કરતાં રોગ થતા નથી.

॥ ब्रह्मोवाच ॥

येमानवाविगतरागपरावरज्ञानारायणं सुरगुरुंसततंस्मरंति ॥ ध्यानेनतेनहतकिल्बिषचेतनास्तेमातुः पयोधररसंनपुनःपिबंति ॥३॥

બ્રહ્મ જી કહે છે-જે મનુષ્યોની સંસારમાં પ્રીતિ નાશ પામી છે ને સર્વ વૃત્તાંતને જાણનાર સર્વ દેવોના ગુરૂ એવા નારાયણને નિરંતર સંભારે છે તથા જેમણે પરમાત્માના ધ્યાનવડે કરીને ચિત્તનાં પાપ નાશ કર્યાં છે તે મનુષ્ય ફરી માતાનું સ્તનપાન કરતા નથી અર્થાત્ જન્મ-મરણ રહિત થાય છે ॥ ૩ ॥

॥ इंद्र उवाच ॥

नारायणोनामनरोनराणांप्रसिद्धचोरः कथि-

तःपृथिव्याम् ॥ अनेकजन्मार्जितपापसंचयं
हरत्यशेषंस्मरतांसदैव ॥४॥

ઈંદ્ર કહે છે–નારાયણ નામે પુરૂષોના મધ્યે જે પુરૂષ છે તે પૃથ્વીને વિષે સર્વનું દુઃખ હરનાર તરીકે પ્રસિદ્ધ છે. તેનું સ્મરણ કરનાર પુરૂષોનો અનેક જન્મનાં પાપનો ઢગલો નાશ પામે છે. ॥ ૪ ॥

॥ युधिष्ठिर उवाच ॥

मेघश्यामंपीतकौशेयवासं श्रीवत्सांकंकौस्तु-
भोद्भासितांगम् ॥ पुण्योपेतंपुंडरीकायताक्षं
विष्णुवंदेसर्वलोकैकनाथम् ॥५॥

યુધિષ્ઠિર કહે છે–મેઘના સરખા શ્યામ વર્ણવાળા, પીળાં જેનાં પિતાંબર છે, લક્ષ્મીનું જેને ચિન્હ છે, કૌસ્તુભ મણિવડે કરી શોભિત જેનું અંગ છે, પુણ્યવડે કરીને જે પ્રાપ્ત થાય છે, કમલના સરખાં જેનાં દીર્ઘ નેત્ર છે અને સર્વ લોકના નાથ એવા જે વિષ્ણુ તેમને હું નમ-

સ્કાર કરૂં છું. ॥ ૫ ॥

॥ भीमसेन उवाच ॥

जलौघमग्नासचराचरा धराविषाणकोट्याखि-
लविश्वमूर्तिना ॥ समुद्धृतायेनवराहरूपिणा
समेस्वयंभूर्भगवान्प्रसीदताम् ॥६॥

ભીમસેન કહે છે-સર્વ જગતનો ઉદ્ધાર કરનાર એવું જે વરાહ રૂપ કરીને પાણીના સમૂદ્રમાં ડુબેલી એવી સ્થાવર જંગમ સહિત પૃથ્વી તેને દાઢના અગ્રભાગવડે કરીને બહાર કાઢી તે સ્વયંસિદ્ધ પરમાત્મા મને પ્રસન્ન થાઓ. ॥ ૬ ॥

॥ अर्जुन उवाच ॥

अचिंत्यमव्यक्तमनंतमव्ययंविभुं प्रभुभावित
विश्वभावनम् ॥त्रैलोक्यविस्तारविचाप्रकार-
कंहरिंप्रपन्नोस्मिगतिंमहात्मनां ॥७॥

અર્જુન કહે છે-મન તથા વાણીમાં ન આવે, શબ્દવડે કરી પ્રણામ ન થાય, પાર ન પમાય,

અવસ્થારહિત, જગતના બનાવનાર, ત્રણ લોકના વિસ્તારના બનાવનાર, માહાત્મા પુરૂષોની ગતિરૂપ અને સર્વ જંતુનાં દુઃખ હરણ કરનાર એવા જે પરમાત્મા તેમને હું પ્રાપ્ત થયો છું. ॥ ૭ ॥

॥ नकुल उवाच ॥

यदिगमनमधस्तात्कालपाशानुबद्धो यदिचकुलविहीनेजायतेपक्षिकीटे । कृमिशतमपिगत्वाजायतेचांतरात्माममभवतुहृदिस्थे केशवे भक्तिरेका ॥८॥

નકુળ કહે છે—કાળપાશવડે કરીને બંધાએલો હું તે મારો મૃત્યુ લોકમાં નીચ કુળમાં અને પક્ષી—કીડાઓને વિષે અંતરાત્મા ઉત્પન્ન થાય, પણ મારા હૃદયને વિષે રહેલા જે કેશવ તેમના વિષે મારી એક નિશ્ચલ એવી ભક્તિ સ્થિર રહો. ॥ ૮ ॥

॥ सहदेव उवाच ॥

तस्ययज्ञवराहस्यविष्णोरतुलतेजसः ॥
प्रणामंयेप्रकुर्वंतितेषामपिनमोनमः ॥९॥

સહદેવ કહે છે-યજ્ઞ વરાહ અને અત્યંત જેનું તેજ છે એવા જે વિષ્ણુ તેમને જે પુરૂષો નમસ્કાર કરે છે તેને હું નમસ્કાર કરૂં છું. ૯

॥ कुंत्युवाच ॥

स्वकर्मफलनीर्दिष्टांयांयांयोनिंव्रजाम्यहम् ।
तस्यांतस्यांहृषीकेशत्वयिभक्तिर्दृढास्तुमे १०

કુંતિ કહે છે-હે ઇંદ્રિયોના નિયંતા! પોતાનાં કર્મનાં ફળ રૂપ જે જે યોનિ હુ પામું, પણ તે તે યોનિમાં તમારે વિષે મારી દૃઢ ભક્તિ હો. ॥ ૧૦ ॥

॥ माद्री उवाच ॥

कृष्णेरताःकृष्णमनुस्मरंतिरात्रौचकृष्णंपुनरुत्थितायें । तेभिन्नदेहाःप्रविशंतिकृष्णंहवि-

यैथामंत्रहुतंहुताशं ॥११॥

માદ્રી કહે છે-જેમ મંત્રવડે કરીને હોમેલું એવું જે હુત દ્રવ્ય તે અગ્નિને પામે છે તેમ જેમની કૃષ્ણને વિષે પ્રીતિ છે અને રાત્રી તથા દિવસને વિષે જે એમનેજ સંભારે છે તે દેહ ત્યાગ કરીને કૃષ્ણને વિષે પ્રવેશ કરે છે. ૧૧

॥ द्रुपद उवाच ॥

कीटेषुपक्षिषुमृगेषुसरीसृपेषुरक्षः पिशाचमनुजेष्वपियत्रयत्र ॥ जातस्यमेभवतुकेशवत्वत्प्रसादात्त्वय्येवभक्तिरचलाऽव्यभिचारिणीच ॥

દ્રુપદ કહે છે-હે કેશવ! કીડાને વિષે, પક્ષિઓને વિષે, મૃગોને વિષે, આડા ચાલનાર જંતુઓને વિષે અને રાક્ષસ, પિશાચ તથા મનુષ્યોને વિષે, અથવા જે જે સ્થળને વિષે ઉત્પન્ન થએલો એવો જે હું તે તમારા પ્રસાદથકી વ્યભિચાર રહિત ને અચળ એવી જે ભક્તિ તે તમારે વિષે હો. ॥ ૧૨ ॥

॥ सुभद्रोवाच ॥

एकोपिकृष्णस्यकृतः प्रणामोदशाश्वमेधावभृ-
थेनतुल्यः ॥ दशाश्वमेधीपुनरेतिजन्मकृष्ण
प्रणामिनपुनर्भवाय ॥१३॥

સુભદ્રા કહે છે—દશ અશ્વમેધના ફળ કરતાં એકવાર કૃષ્ણના નમસ્કારનું ફળ વધે છે; કેમકે દશ અશ્વમેધ કરેલો પ્રાણી ફરીથી જન્મ પામે છે, પણ કૃષ્ણને નમસ્કાર કરેલો પ્રાણી ફરી સંસારને પામતો નથી. ॥ ૧૩ ॥

॥ अभिमन्युरुवाच ॥

गोविंदगोविंदहरेमुरारे गोविंदगोविंदमुकुंद
कृष्ण ॥ गोविंदगोविंदरथांगपाणेगोविंदगो-
विंदनमोनमस्ते ॥१४॥

અભિમન્યુ કહે છે—હે ગોવિંદ! હે ગોવિંદ! હે હરે! મુર દૈત્યના નાશ કરનાર! હે ગો-વિંદ! હે મુકુંદ! હે કૃષ્ણ! હે ગોવિંદ! હે ગોવિંદ! હે રથાંગપાણે! હે ગોવિંદ! હે ગો-

विंद ! तमने हुं नमस्कार करुं छुं. ॥ १४ ॥

॥ धृष्टद्युम्नउवाच ॥

श्रीरामनारायणवासुदेवगोविंदवैकुंठमुकुंदकृष्ण ॥ श्रीकेशवानंतनृसिंहविष्णोमांत्राहिसंसारभुजंगदष्टम् ॥१५॥

धृष्टद्युम्न कहे छे–हे श्रीराम ! हे नारायण ! हे वासुदेव ! हे गोविंद ! हे वैकुंठ ! हे मुकुंद ! हे कृष्ण ! हे केशव ! हे अनंत ! हे नृसिंह ! हे विष्णो ! संसार रूपी जे सर्प तेणे डसेलो एवो जे हुं तेनुं रक्षण करो. ॥ १५ ॥

॥ सात्यकिरुवाच ॥

अप्रमेयहरेविष्णोकृष्णदामोदराच्युत ।
गोविंदानंतसर्वेशवासुदेवनमोस्तुते ॥ १६ ॥

सात्यकि कहे छे–हे प्रमाण रहित ! हे दुःखना हरण करनार ! हे विष्णो ! हे कृष्ण ! हे दामोदर ! हे अच्युत ! हे गोविंद ! हे अनंत ! हे सर्वना स्वामि ! हे वासुदेव

તમને હું નમસ્કાર કરૂં છું. ॥ ૧૬ ॥

॥ उद्धव उवाच ॥

वासुदेवत्वंपरित्यज्ययोन्यंदेवमुपासते॥ ।
तृषितोजान्हवीतीरेकूपंखनतिदुर्मतिः ॥ १७

ઉદ્ધવ કહે છે-જેમ તરસ્યો પુરૂષ ગંગાના કિનારે કૂવો ખોદે છે તેમ જે વાસુદેવને ત્યાગ કરીને બીજા દેવને ભજે છે તે દુષ્ટ બુદ્ધિવાળો જાણવો. ॥ ૧૭ ॥

॥ धौम्य उवाच ॥

अपांसमीपेशयनासनस्थितौदिवाच रात्रौच यथाधिगच्छता ॥ यद्यस्ति किंचित्सुकृतंकृतं मयाजनार्दनस्तेनकृतेनतुष्यतु ॥१८॥

ધૌમ્ય કહે છે રાત્રિ તથા દિવસને વિષે જળના સમીપ શયન, આસન કે ઉભો રહેવો એવો જે હું અથવા મારૂં કાંઇ સુકૃત કરેલું હોય તો તે સુકૃતવડે કરીને જનાર્દન ભગવાન મને પ્રસન્ન થાઓ. ॥ ૧૮ ॥

॥ संजय उवाच ॥

आर्ताविषण्णाःशिथिलाश्चभीता घोरेषुव्या-
घ्रादिषुवर्त्तमानाः ॥ संकीर्त्यनारायणशब्द
मात्रंविमुक्तदुःखाःसुखिनोभवंति ॥१९॥

સંજય કહે છે–દુઃખી થએલા, ખેદ પામેલા, શિથિલ, ભય પામેલા તથા મહા ભયાનક સિંહ ઈત્યાદિ જંતુઓને વિષે ભય-ભીત રહેલા એવા જે પુરૂષો એકવાર નારાયણના નામ માત્રવડે કરીને દુઃખ ભય થકી મૂકાઈને સુખી થાય છે. ॥ ૧૯ ॥

॥ अक्रूर उवाच ॥

अहंहिनारायण दास दासदासानुदासस्यच
दासदासः ॥ अस्त्यन्यईशोजगतोनराणांत-
स्तादहंचान्यतरोस्मिलोके ॥२०॥

અક્રૂર કહે છે હું નારાયણના દાસ, તેનો દાસ, તેના દાસના દાસનો દાસ છું. એ જગતના સ્વામિ છે અને હું જગત વ્યતિરિક્ત છું. ૨૦

॥ विदुर उवाच ॥

वासुदेवस्यये भक्ताः शांतास्तद्गतमानसाः ।
तेषांदासस्यदासोहमभूवंजन्मजन्मनि ॥२१

વિદુર કહે છે-મન સંબંધી સંકલ્પ વિકલ્પ ધર્મ તે જેના નાશ થયા છે એવા જે વાસુદેવના ભક્તો છે તેમના દાસનો હું દાસ જન્મો જન્મ થાઉં. ॥ ૨૧ ॥

॥ भीष्म उवाच ॥

विपरीतेषुकालेषुपरिक्षीणेषुबंधुषु ।
त्राहिमांकृपयाकृष्णशरणागतवत्सल ॥२२॥

ભીષ્મ કહે છે-હે શરણાંગત વત્સલ! વિપરીતતાથી, કાળથી અને બન્ધુઓના પરિક્ષીણુથી કૃપાવડે કરીને મારૂં રક્ષણ કરો. ॥ ૨૨

॥ द्रोणाचार्य उवाच ॥

येयेहतांश्चक्रधरेणराजंस्त्रैलोक्यनाथेन जनार्दनेन ॥ तेतेनराविष्णुपुरंप्रयाताःक्रोधोपिदेवस्यवरेणतुल्यः ॥२३॥

દ્રોણાચાર્ય કહે છે-ત્રણ લોકના સ્વામિ, ચક્રના ધારણ કરનાર એવા જનાર્દન ભગવાન્ તેમણે જેને જેને માર્યા તે તે વિષ્ણુ લોકને પામ્યા છે. અહા ! પરમાત્માનો ક્રોધ છે તે કૃપાના સરખો છે. ॥ ૨૩ ॥

॥ कृपाचार्य उवाच ॥

मज्जन्मनः फलमिदंमधुकैटभारेमत्प्रार्थनीय-
मदनुग्रहएषएव ॥ त्वद्भृत्यभृत्यपरिचारकभृ-
त्यभृत्यभृत्यस्मभृत्यइतिमांस्मरलोकनाथ २४

કૃપાચાર્ય કહે છે-હે લોકનાથ ! હે મધુકૈટભના શત્રુ ! મારે વિષે જે તમારી કૃપા તે જ મારા જન્મનું ફળ છે, એજ મારે પ્રાર્થના કરવાને યોગ્ય છે. તમારા સેવકનો સેવક તેનો પણ દાસ એવો જે હું તે મને તમો યાદ કરો. ૨૪

॥ अश्वत्थामोवाच ॥

गोविंदकेशव जनार्दनवासुदेवविश्वेशविश्वम-
धुसूदनविश्वनाथ ॥ श्रीपद्मनाभपुरुषोत्तमपु-

ष्कराक्षनारायणाच्युतनृसिंहनमोनमस्ते २५

અશ્વત્થામા કહે છે -હે ગોવિંદ ! હે જના-ર્દન ! હે બ્રહ્માદિકના સ્વામિ ! હે સર્વ પ્રાણીના ઈશ ! હે સર્વ લોકના નાથ ! હે મધુ નામે દાનવને નાશ કરનાર ! હે જગતના નાથ ! હે પદ્મનાભ ! હે પુરૂષોત્તમ ! હે કમલનેત્ર ! હે નારાયણ ! હે નાશ રહિત ! હે નૃસિંહ ! તમને હું નમસ્કાર કરૂં છું. ॥ ૨૫ ॥

॥ कर्ण उवाच ॥

नान्यंवदामिनश्रृणोमिन चिंतयामिनान्यंस्म-रामिनभजामिनचाश्रयामि ॥ भक्त्यात्वदी-यचरणांबुजमादरेण श्रीश्रीनिवासपुरुशोत्तम देहिदास्यम् ॥२६॥

કર્ણ કહે છે–તમારા વિના બીજું કાંઈપણ ભાષણ કરતો નથી, તમારા કિર્તન વિના બીજું કાંઈ સાંભળતો નથી, તમારા વિના હું બીજું કાંઈ ચિંતવન કરતો નથી, બીજાને હું

ભજતો નથી, બીજાનું સ્મરણ કરતો નથી અને બીજાનો આશ્રય કરતો નથી. માટે હે શ્રી નિવાસ ! હે પુરૂષોત્તમ ! તમારા ચરણકમળનું દાસપણું મને આપો. ॥ ૨૬ ॥

॥ धृतराष्ट्र उवाच ॥

नमोनमःकारणवामनायनारायणाया मितविक्रमाय ॥ श्रीशार्ङ्गचक्राब्जगदाधरायनमोस्तु तस्मैपुरुषोत्तमाय ॥२७॥

ધૃતરાષ્ટ્ર કહે છે—કારણ માટે વામન થએલા નારાયણ પ્રમાણ રહિત છે પરાક્રમ જેનું લક્ષ્મી, શાર્ઙ્ગ નામનું જે ધનુષ, ચક્ર, ગદા, કમળ તેમને ધારણ કરનાર અને સર્વ પુરૂષોના મધ્યે ઉત્તમ એવા જે તમો તે તમને અમો નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૭ ॥

॥ गांधार्युवाच ॥

त्वमेवमाताचपितात्वमेवत्वमेवबंधुश्चसखात्व-

मेव ॥ त्वमेवविद्याद्रविणंत्वमेवत्वमेवसर्वंम-
मदेवदेव ॥२८॥

ગાંધારી કહે છે-માતા, પિતા, બંધુ, મિત્ર, વિદ્યા, દ્રવ્ય એ બધામાં મારે તમે છો ને સર્વ દેવના દેવ પણ તમે છો. ॥ ૨૮ ॥

॥ द्रौपद्युवाच ॥

यज्ञेशाच्युतगोविंदमाधवानंतकेशव ।
कृष्णविष्णोहृषीकेशवासुदेवनमोस्तुते ॥२९

દ્રૌપદી કહે છે હે યજ્ઞના સ્વામિ! હે અચ્યુત! હે ગોવિંદ! હે માધવ! હે અનંત! હે કેશવ! હે કૃષ્ણ! હે વિષ્ણો! હે ઋષિકેશ! હે વાસુદેવ! તમને હું નમસ્કાર કરૂં છું. ૨૯

॥ जयद्रथ उवाच ॥

नमःकृष्णायदेवायब्रह्मणेनंतमूर्त्तये ।
योगेश्वराययोगायत्वामहंशरणंगतः ॥३०॥

જયદ્રથ કહે છે-કૃષ્ણદેવ, બ્રહ્મ, અનંત મૂર્તિ,

યોગેશ્વર યોગ એવા જે તમો તેમને અમે નમસ્કાર કરીએ છીએ અને તમારૂં હું શરણ પામ્યો છું. ॥ ૩૦ ॥

॥ त्रिकर्ण उवाच ॥

कृष्णायवासुदेवायदेवकीनंदनायच ।
नंदगोपकुमारायगोविंदायनमोनमः ॥३१॥

વિકર્ણ કહે છે–કૃષ્ણ વાસુદેવ, દેવકીના પુત્ર, નંદ કુમાર, ગોવિંદ એવા તમને અમે નમસ્કાર કરીએ છીએ. ॥ ૩૧ ॥

॥ सोमदत्त उवाच ॥

नमःपरमकल्याणनमस्तेविश्वभावन ॥
वासुदेवायशांताययदूनांपतयेनमः ॥३२॥

સોમદત્ત કહે છે–હે પરમકલ્યાણ! હે જગતના ઉત્પન્ન કરનાર! વાસુદેવ, શાંત, યાદવના સ્વામિ એવા તમને અમો નમસ્કાર કરીએ છીએ. ॥ ૩૨ ॥

॥ विराट उवाच ॥

नमोब्रह्मण्यदेवायगोब्राह्मणहितायच ।
जगद्धितायकृष्णायगोविंदायनमोनमः ॥३३

વિરાટ કહે છે-જેને બ્રાહ્મણ વ્હાલા છે એવા ગાય બ્રાહ્મણના હિત કરનાર, જગતનું હિત કરનાર, કૃષ્ણ, ગોવિંદ એવા તેમને હું નમસ્કાર કરૂં છું. ॥ ૩૩ ॥

॥ शल्य उवाच ॥

अतसीपुष्पसंकाशंपीतवाससमच्युतम् ।
येनमस्यंतिगोविंदंनतेषांविद्यतेभयम् ॥३४

શલ્ય કહે છે-અળસીના પુષ્પ સરખી કાન્તિવાળા, પીળાં વસ્ત્રવાળા અને જેનો ત્રણ કાળમાં નાશ નથી એવા ગોવિંદને જે પુરૂષો નમે છે તે પુરૂષોને કોઈ દિવસ ભય હોતો નથી.

॥ बलभद्र उवाच ॥

कृष्णकृष्णकृपालस्त्वमगतिनांगतिर्भव ।
संसारार्णवमग्नानांप्रसीदपुरुषोत्तम ॥३५॥

બલભદ્ર કહે છે–હે કૃષ્ણ ! હે કૃપાળુ ! સંસારરૂપી સમુદ્રમાં ડુબેલા પુરૂષોની તમે ગતિરૂપ હો અને પ્રસન્ન થાઓ. ॥ ૩૫ ॥

॥ श्रीकृष्ण उवाच ॥

कृष्णकृष्णेतिकृष्णेतियोमांस्मरतिनित्यशः ।
जलंभित्वायथापद्मंनरकादुद्धराम्यहम् ॥३६

શ્રીકૃષ્ણ કહે છે–હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! એ પ્રકારે નિત્યે જે મને સંભારે છે તેને હું જેમ પાણીને ભેદીને કમળ બહાર નીકળે છે તેમ નરકથી બહાર કાઢું છું. ॥ ૩૬ ॥

सत्यंब्रवीमिमनुजाःस्वयमूर्ध्वबाहुर्योमां मुकुंद
नरसिंहजनार्दनेति ॥ जीवोजपत्यनुदिनंमर-
णेरणेवापाषाणकाष्ठसदृशायददाम्यभीष्टम् ॥

જે મનુષ્યો ઉંચા હાથ કરીને મરણ તથા રણને વિષે નિત્ય હે મુકુંદ ! હે નૃસિંહ ! હે જનાર્દન ! એ પ્રકારે મને સંભારે છે તે જડ હોય તોય તેને હું ઇચ્છિત પદાર્થો નક્કી આપું છું. ॥ ૩૭ ॥

॥ सूत उवाच ॥

तत्रैवगंगायमुनात्रिवेणीगोदावरीसिंधुसरस्वतीच। सर्वाणितीर्थानिवसंतितत्रयत्राच्युतोदारकथाप्रसंगः ॥३८॥

સૂતપુરાણી કહે છે-જે સ્થળને વિષે ભગવાનની ઉત્તમ કથા થાય છે તે સ્થળને વિષે ગંગા યમુના, ત્રિવેણી, ગોદાવરી, સિંધુ, સરસ્વતિ આદિ સર્વ તીર્થો રહે છે. ॥ ૩૮ ॥

॥ यम उवाच ॥

नरकेपच्यमानस्तुयमेनपरिभाषितः।
किंत्वयानार्चितोदेवःकेशवःक्लेशनाशनः॥३९

યમ કહે છે-નરકને વિષે દુઃખ પામતો યમના સંગાથે સહવાસ કરેલો એવો જે તું તેણે દુઃખનો નાશ કરનાર અને સર્વ ઇંદ્રિયોના ઇશ એવા ઇશ્વરને કેમ ન પૂજ્યા ? ॥ ૩૯ ॥

॥ नारद उवाच ॥

जन्मांतरसहस्रेणतपोध्यानसमाधिभिः।

नराणांक्षीणपापानांकृष्णेभक्तिःप्रजायते ४०

નારદ કહે છે–હજાર જન્મના તપ અને સમાધિયે વડે કરીને નાશ પામ્યું છે પાપ જેમનું એવા પુરૂષોની કૃષ્ણને વિષે ભક્તિ ઉત્પન્ન થાય છે. ॥ ૪૦ ॥

॥ प्रल्हाद उवाच ॥

नाथयोनिसहस्त्रेषुयेषुयेषुव्रजाम्यहम् ।
तेषु तेष्वचलाभक्तिरच्युतास्तुसदात्वयि ४१

પ્રલ્હાદ કહે છે હે નાથ! જે જે યોનિને વિષે હું ઉત્પન્ન થાઉં તે તે યોનિને વિષે હે અચ્યુત! અચળ એવી ભક્તિ તમારે વિષે હંમેશા હો.

यामीतिरविवेकानांविषयेष्वनपायिनी ।
त्वामनुस्मरतःसामेहृदयान्मापसर्पतु ॥४२॥

અવિવેકી પુરૂષોનો વિષયને વિષે જેટલો પ્રેમ હોય છે તેટલાજ પ્રેમપૂર્વક તમારૂં સ્મરણ કરતો એવો જે હું તેના હૃદયને સ્પર્શ કરો. ॥ ૪૨ ॥

॥ विश्वामित्र उवाच ॥

किंतस्यदानैःकिंतीर्थैःकिंतपोभिःकिमध्वरैः।
योनित्यंध्यायतेदेवंनराणांमनसिस्थितम् ४३

વિશ્વામિત્ર કહે છે-પુરૂષોના મનને વિષે રહેલા દેવનું જે પુરૂષ ધ્યાન ધરે છે તે પુરૂષને તપ, દાન અને યજ્ઞવડે શું વધારે ફળ મળવાનું છે? ॥ ૪૩ ॥

॥ जमदग्निरुवाच ॥

नित्योत्सवस्सदातेषांनित्याश्रीर्नित्य मंगलम्
येषांहृदिस्थोभगवान्मंगलायतनंहरिः ॥४४

જમદગ્નિ કહે છે-જે પુરૂષોના હૃદયમાં મંગળકારી ભગવાન છે તે પુરૂષોને સદા લક્ષ્મી પ્રસન્ન હોય છે. ॥ ૪૪ ॥

॥ भरद्वाज उवाच ॥

लाभस्तेषांजयस्तेषांकुतस्तेपांपराजयः ।
येषामिंदीवरश्यामोहृदयस्थोजनार्दनः ॥४५

ભરદ્વાજ કહે છે-જેમના હૃદયમાં શ્યામ કમળના સરખા, શ્યામ જનાર્દન પરમાત્મા રહ્યા છે તેમને પરાજય ક્યાંથી હોય? તેમને તો લાભ તથા જયજ હોય. છે. ॥ ૪૫ ॥

॥ गौतम उवाच ॥

गोकोटिदानंग्रहणेषुकाशीप्रयागगंगा युतक-ल्पवासः ॥ यज्ञायुतंमेरुसुवर्णदानंगोविंदना-म्नानसमंनतुल्यम् ॥ ४६ ॥

ગૌતમ કહે છે-ગ્રહણ સમયે કોટી ગાયોનું દાન કાશીમાં કરે, તે જ પ્રકારે પ્રયાગમાં દશ હજાર યજ્ઞ કરે તથા સુવર્ણના મેરૂનું દાન કરે પણ ગોવિંદના નામના સ્મરણ તુલ્ય આવે નહીં. ॥ ૪૬ ॥

॥ अत्रिरुवाच ॥

गोविंदेतिसदास्नानंगोविंदेतिसदाजपः ।
गोविंदेतिसदाध्यानंसदागोविंदकीर्त्तनम् ४७

અત્રિ કહે છે-ગોવિંદરૂપી સદા સ્નાન છે,

ગોવિંદરૂપી સદા જપ છે અને ગોવિંદરૂપી સદા ધ્યાન છે માટે ગોવિંદનું કિરતન અવશ્ય કરવું. ॥ ૪૭ ॥

अक्षरंहिपरंब्रह्मगोविंदेत्यक्षरत्रयम् ।
तस्मादुच्चरितंयेनब्रह्मभूयायकल्पते ॥४८॥

અક્ષર બ્રહ્મ છે, ગોવિંદ એ પ્રકારે ત્રણ અક્ષર છે માટે જે પુરૂષ તે પરમાત્માનું સ્મરણ કરે છે તે પુરૂષ પરમ પદને પામે છે.

॥ श्रीशुक उवाच ॥

अच्युतःकल्पवृक्षोसावनंतःकामधेनवः ।
चिंतामणिश्चगोविंदोहरिनामविचिंतयेत् ४९

શ્રી શુક કહે છે—અચ્યુત તે કલ્પવૃક્ષ છે, આ અનંત ભગવાન તે કામધેનું રૂપ છે અને ચિંતામણિરૂપી ગોવિંદ છે માટે હરિના નામનું સ્મરણ કરવું. ॥ ૪૯ ॥

॥ दारुकउवाच ॥

जयतिजयतिदेवो देवकीनंदनोयंजयतिजय-

तिकृष्णोवृष्णिवंशप्रदीपः । जयतिजयतिमेघश्यामलःकोमलांगोजयतिजयतिपृथ्वीभारनाशोमुकुंदः ॥५०॥

હરિ કહે છે-દેવકીના પુત્ર, યાદવના વંશને દીપાવનાર, મેઘના સરખા શ્યામ, કોમળ છે દેહ જેનો અને પૃથ્વીના ભારને ઉતારનાર એવા મુકુંદ પરમાત્મા જે સર્વોત્કર્ષપણાવડે વર્તે છે તેમનો જય હો. ॥ ૫૦ ॥

॥ पिप्पलायन उवाच ॥

श्रीमन्नृसिंहविभवे गरुडध्वजायतापत्रयोपशमनायभवौषधाय ॥ कृष्णायवृश्चिकजलाग्निभुजंगरोगक्लेशव्ययायहरयेगुरवेनमस्ते ॥५१

પિપ્પલાયન કહે છે-શોભાસંપન્ન એવા જે નૃસિંહ, સમર્થ ગરૂડધ્વજ અધ્યાત્મ અધિભૂત અને અધિદૈવ એ ત્રણ તાપના નાશ કરનાર, સંસારના ઔષધરૂપી અને વૃશ્ચિકાદિ વ્યાધિયોના નાશ કરનાર એવા જે હરિ ગુરૂને

નમસ્કાર હો. ॥ ૫૧ ॥

॥ आर्विहोत्र उवाच ॥

कृष्णत्वदीयपदपंकजपंजरांते अद्यैवमेविशतु मानसराजहंसः ॥ प्राणप्रयाणसमयेकफवात पित्तैःकंठावरोधनविधौस्मरणंकुतस्ते ॥५२

આવિર્હોત્ર કહે છે–હે કૃષ્ણ ! તમારા ચરણક· મળમાં મારૂં મન પ્રવેશ કરો. પ્રાણ નાશ થવા-ની વખતે કફ, વાયુ અને પિત્ત વડે કરીને કંઠ રોકાવાથી તમારૂં સ્મરણ ક્યાંથી થાય ? ૫૨

॥ विदुर उवाच ॥

हरेर्नामैवनामैवनामैवममजीवनम् ।
कलौनास्त्येवनास्त्येवनास्त्येवगतिरन्यथा५३

વિદુર કહે છે હરિનું જે નામ તે નામ, ભગવાનનું નામ તે મારૂં જીવન છ, કળિયુગને વિષે ભગવત કીર્તન વિના સર્વ નાશ વસ્તુ છે અને ગતિ પણ બીજા કોઈ પ્રકારે નથી. ૫૩

॥ वसिष्ठ उवाच ॥

कृष्णेतिमंगलंनामयस्यवाचिप्रवर्त्तते ।
भस्मीभवंतितस्याशुमहापातककोटयः॥५४॥

વસિષ્ઠ કહે છે હે કૃષ્ણ! એ પ્રકારે મંગળ નામ જેની વાણીમાં પ્રવર્ત્તે છે તેનાં કોટી મહા પાપ તત્કાળ ભસ્મ થાય છે. ॥ ૫૪ ॥

॥ अरुंधत्युवाच ॥

कृष्णायवासुदेवायहरयेपरमात्मने ।
प्रणतक्लेशनाशायगोविंदायनमोनमः ॥५५॥

અરૂંધતી કહે છે -કૃષ્ણ, વાસુદેવ અને પરમાત્માને નમસ્કાર કરતાંજ કલેશ નાશ પામે છે માટે ગોવિંદ એવા તેમને હું નમસ્કાર કરૂં છું. ॥ ૫૫

॥ कश्यप उवाच ॥

कृष्णानुस्मरणादेवपापसंघातपंजरः ।
शतधाभेदमाप्नोतिगिरिर्वज्रहतोयथा ॥५६॥

કશ્યપ કહે છે--જેમ વજ્રવડે કરીને પર્વત સ-

મૂહનું ચૂર્ણ થાય છે તેમજ કૃષ્ણના સ્મરણથકી પાપના સમૂહના સો કડકા થઈ જાય છે. ૫૬

॥ दुर्योधन उवाच ॥

जानामिधर्मंनचमे प्रवृत्तिर्जानाम्यधर्मंनचमे निवृत्तिः ॥ केनापिदेवेनहृदिस्थितेनयथा नियुक्तोस्मितथाकरोमि ॥५७॥

દુર્યોધન કહે છે કે-ધર્મને હું જાણું છું પણ મારે પ્રવૃત્તિ નથી અને અધર્મને જાણું છું પણ મારે નિવૃત્તિ નથી ને હૃદયને વિષે રહેલો એવો જે કોઈ દેવ તેણે પ્રેરણા કરેલો એવો જે હું તે જે પ્રકારે પ્રેરણા કરે છે તે પ્રકારે હું કરૂં છું. ॥ ૫૭ ॥

येनस्वगुणदोषेणक्षम्यतांमधुसूदनः ।
अहमेवमहंहंतुममदोषोनविद्यते ॥५८॥

હે મધુસૂદન! અમારા કોટિ અપરાધ છે તો પણ ક્ષમા કરો. અહંકાર છે તે જ મનુષ્યનું ખોટું કરનાર છે. ॥ ૫૮ ॥

॥ भृगुरुवाच ॥

नामैवतवगोविंदनामत्वत्तःशताधिकम् ।
ददात्युच्चारणान्मुक्तिविनाप्यष्टांग योगतः ५९

ભૃગુ કહે છે–હે ગોવિંદ! તમારા નામ તત્વથકી એક શતાધિક નામના ઉચ્ચાર કરવાથી મુક્તિ આપે છે. આઠ યોગ સાધન ન કર્યા હોય તો પણ ભગવત કીર્તનથકી મુક્તિ મળે છે. ॥ ૫૯ ॥

॥ लोमहर्षण उवाच ॥

नमामिनारायणपादपंकजंकरोमि नारायणपूजनंसदा ॥ वदामिनारायणनामनिर्मलंस्मरामिनारायणतत्वमव्ययम् ॥६०॥

લોમહર્ષણ કહે છે–હું નારાયણના ચરણકમળને નમસ્કાર કરૂં છું, નિત્ય નારાયણનું હું પૂજન કરૂં છું, નારાયણનું નામ તે હું બોલું છું અને નાશ રહિત એવું જે નારાયણ તત્વ તેનું હું સ્મરણ કરૂં છું. ॥ ૬૦ ॥

॥ शौनक उवाच ॥

स्मृतेसकलकल्याणभाजनंयत्रजायते ।

पुरुषंतमजंनित्यंव्रजामिशरणंहरिम् ॥६१॥

શૌનક કહે છે-જેને વિષે સર્વે કલ્યાણનું પાત્ર ઉત્પન્ન થાય છે તે ઉત્પત્તિ રહિત અને નિત્ય એવા હરિના શરણને હું પામુ છું. ॥ ૬૧ ॥

॥ गर्ग उवाच ॥

नारायणेतिमंत्रोस्तिवागस्तिवशवर्तिना ।

तथापिनरकेघोरेपतंतीत्येतदद्भतम् ॥६२॥

ગર્ગઋષિ કહે છે- નારાયણ એ પ્રકારનો મંત્ર છે અને પોતાને વશ વાણી છે; તો પણ મનુષ્ય ઘોર નરકમાં પડે છે તે મોટું આશ્ચર્ય છે. ૬૨

॥ दाल्भ्य उवाच ॥

किंतस्यबहुभिर्मंत्रैर्भक्तिर्यस्यजनार्दन ।

नमोनारायणायेतिमंत्रःसर्वार्थसाधकः ॥६३

દાલ્ભ્ય કહે છે- જેનો ભગવાનને વિષે ભક્તિ છે તે પુરૂષને મંત્રોવડે કરીને શું ? નમો નારાય-

થાય એ પ્રકારનો મંત્ર સર્વાર્થ સાધક છે. ૬૩

॥ वैशंपायन उवाच ॥

यत्रयोगेश्वरःकृष्णोयत्रपार्थोधनुर्धरः ।
तत्रश्रीर्विजयोभूतिर्ध्रुवानीतिर्मतिर्मम ॥६४

વૈશંપાયન કહે છે-જે સ્થળને વિષે સર્વ યોગીના ઈશ્વર એવા કૃષ્ણ છે અને જ્યાં અર્જુન જેવા ધનુષધરી છે તે સ્થળને વિષે જય અને લક્ષ્મી રહે છે એમ મારૂં માનવું છે. ૬૪

॥ अंगिरा उवाच ॥

हरिर्हरतिपापानिदुष्टचित्तैरपिस्मृतः ।
अनिच्छयापिसंस्पृष्टोदहत्येवहिपावकः॥ ६५

અંગિરા કહે છે-દુષ્ટ માણસોએ પણ હરિનું સ્મરણ કર્યું હોય, તો પણ ભગવાન પાપ હરે છે; કેમકે અજાણતાં જો અગ્નિ અડકયો હોય તો પણ દહન કરે છે. ॥ ૬૫ ॥

॥ पराशर उवाच ॥

सकृदुच्चरितंयेनहरिरित्यक्षरद्वयम् ।

बद्धःपरिकरस्तेनमोक्षायगमनंप्रति ६६

પારાશર કહે છે–એ વાર હરિ એ પ્રકારે બે અક્ષરનો ઉચ્ચાર કર્યો હોય તો ભવના બંધનાશ પામે છે, અર્થાત્ તેને મોક્ષફળ મળે છે. ૬૬

॥ पौलस्त्य उवाच ॥

हेजिह्वेरससारज्ञेसर्वदामधुरप्रिये ।
नारायणाख्यपीयूषंपिबजिह्वेनिरंतरम् ॥६७

પૌલસ્ત્ય કહે છે–હે રસના સાર જાણનારી ! હે મીઠા પદાર્થના ઉપર પ્રીતિ કરનાર ! હે જીંહ્વા ! નારાયણરૂપી અમૃતનું નિરંતર પાન કર. ૬૭

॥ व्यास उवाच ॥

सत्यंसत्यंपुनःसत्यंभुजमुत्थाप्यचोच्यते ।
नवेदाच्चपरंशास्त्रंनदेवःकेशवात्परः ॥६८॥

વ્યાસ હાથ ઉંચા કરીને કહે છે–હું સત્ય કહું છું કે વેદથકી શ્રેષ્ઠ બીજું શાસ્ત્ર નથી અને કેશવ ભગવાનથકી બીજો કોઈ દેવ શ્રેષ્ઠ નથી. ॥ ૬૮ ॥

॥ धन्वंतरी उवाच ॥

अच्युतानंतगोविंदनामोच्चारणभेषजात् ।
नश्यंतिसकलारोगाःसत्यंसत्यंवदाम्यहम् ६९

ધન્વંતરી કહે છે-અચ્યુત, અનંત, ગોવિંદ એવા નામના ઉચ્ચારરૂપી ઔષધથી સર્વે રોગ નાશ પામે છે તે હું સત્ય કહું છું. ॥ ६९ ॥

॥ मार्कंडेय उवाच ॥

साहानिस्तन्महच्छिद्रंसाचांधजडमूढता ।
यन्मुहूर्तंक्षणंवापिवासुदेवंनचिंतयेत् ॥७०॥

માર્કંડેય કહે છે-જે પુરૂષ ક્ષણ માત્ર ગોવિંદને નથી સંભારતો તે જ મોટી હાનિ જાણવી અને તે જ મોટું કપટ તથા તે જ મોટી જડમૂઢતા જાણવી. ॥ ७०॥

॥ अगस्त्य उवाच ॥

निमिषंनिमिषार्द्धंवाप्राणिनांविष्णुचिंतनम् ।
क्रतुकोटिसहस्त्राणांध्यानमेकंविशिष्यते ७१

અગસ્ત્ય કહે છે--એક નિમિષ વા નિમિષનું અડધ પ્રાણીઓને વિષ્ણુનું ચિંતવન હોય તો હજાર યજ્ઞોનું ફળ પણ સ્મરણ તુલ્ય આવતું નથી. ॥ ૭૧ ॥

मनसाकर्मणावाचायेस्मरंतिजनार्दनम् ।
तत्रतत्रकुरुक्षेत्रंप्रयागोनैमिषंवनम् ॥७२॥

મન, કર્મ અને વાણીવડે કરી જે સ્થળે જનાર્દનનું સ્મરણ કરે છે તે સ્થળ કુરૂક્ષેત્ર નૈમિષક્ષેત્ર જેવું પવિત્ર થાય છે.

॥ श्रीशुक उवाच ॥

आलोड्यसर्वशास्त्राणिविचार्यैवंपुनःपुनः ।
इदमेकंसुनिष्पन्नंध्येयोनारायणःसदा ॥७३

શ્રીશુકદેવ કહે છે--સર્વ શાસ્ત્ર મંથન કરીને વારંવાર વિચાર કરીને એમાંથી એકજ સાર નીકળ્યો છે કે નારાયણનું સદા ધ્યાન કરવું.

॥ श्रीमहादेव उवाच ॥

शरीरंचनवच्छिद्रंव्याधिग्रस्तंकलेवरम् ।

औषधंजान्हवीतोयंवैद्योनारायणोहरिः ७४

શ્રીમહાદેવજી કહે છે-નવ દ્વારવાળું અને વ્યાધિએ ગળેલું એવું જે કલેવર છે તેને ગંગાનું જળ તે ઔષધ છે અને નારાયણજ વૈદ્ય સ્વરૂપ છે. ॥ ૭૪ ॥

॥ शौनक उवाच ॥

भोजनाच्छादनेचिंतांवृथाकुर्वंतिवैष्णवाः ।
योसौविश्वंभरोदेवःसभक्तानकिमुपेक्षते॥७५

શૌનક કહે છે-ભોજન શયનને વિષે વૈષ્ણવ જન વૃથા ચિંતા કરે છે; કેમકે જગતનું પોષણ કરનાર જે દેવ છે તે શું નહીં પોષણ કરે ? ॥ ૭૫ ॥

एवंब्रह्मादयोदेवाऋषयश्चतपोधनाः ।
कीर्तयंतिसुरश्रेष्ठंदेवंनारायणंविभुम् ॥७६॥

એ પ્રકારે બ્રહ્માદિક દેવ તથા તપરૂપી ધનવાળા ઋષિ સર્વ દેવમાં શ્રેષ્ઠ ને સમર્થ એવા નારાયણનું કીર્તન કરે છે. ॥ ૭૬ ॥

॥ सनत्कुमार उवाच ॥

यस्यहस्तेगदाचक्रंगरुडोयस्यवाहनम् ।
शंखःकरतलेयस्यसमेविष्णुःप्रसीदतु ॥७७

સનત્કુમાર કહે છે-જેના હાથમાં ગદા ને ચક્ર છે, ગરૂડ જેનું વાહન છે અને હસ્તને વિષે શંખ છે તે વિષ્ણુ મને પ્રસન્ન થાઓ. ૭૭

इदंपवित्रमायुष्यंपुण्यंपापप्रणाशनम् ।
यःपठेत्प्रातरुत्थायवैष्णवंस्तोत्रमुत्तमम् ७८

જે પુરૂષ પ્રાતઃકાળને વિષે ઉઠીને વિષ્ણુના ઉત્તમ સ્તોત્રનો પાઠ કરે છે તેનો જન્મ સાર્થક છે.॥ ૭૮ ॥

सर्वपापविनिर्मुक्तोविष्णुसायुज्यमाप्नुयात् ।
धर्मार्थकाममोक्षार्थंपांडवैः परिकीर्त्तितम् ७९

સર્વ પાપથકી મૂકાઈને વિષ્ણુ પદને પામે છે. ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પદને અર્થે પાંડવે કહ્યું છે. ॥ ૭૯ ॥

आकाशात्पतितंतोयंयथागच्छतिसागरम् ।
सर्वदेवनमस्कारःकेशवंप्रतिगच्छति ॥८०॥

જેમ આકાશમાંથી પડેલું જળ પૃથ્વીમાં પડી· ને સાગર પ્રત્યે જાય છે તેમ સર્વ દેવને કરેલા નમસ્કાર કેશવ ભગવાન પ્રતિ જાય છે. ॥૮૦॥

इति श्रीपांडवकृत प्रपन्नगीतासंपूर्णम्.

ઇતિ શ્રી પાંડવ કૃત પ્રપન્ન ગીતા તસ્યોપ- રીહાવટ ગ્રામાખ્ય નિવાસી પૌરાણીક ત્ર્ંબક. રામાત્મજ નથુરામેણ વિરચિતા ભાષા. શ્રી રામચંદ્રાય નમઃ ॥    ॥ શ્રી ॥    ॥ શ્રી ॥

# अथ बकगीता.

॥ वैशम्पायन उवाच ॥

मार्कण्डेयमृषयो ब्राह्मणा युधिष्ठिरश्च पर्यपृ-
च्छन्नृषिः केन दीर्घायुरासीद्बको मार्कण्डेय-
स्तु तान्सर्वानुवाच ॥१॥

વૈશમ્પાયન બોલ્યા—હે જન્મેજય! માર્કંડેય ઋષિ પ્રત્યે ઋષિ બ્રાહ્મણો અને યુધિષ્ઠિર પૂછવા લાગ્યા કે હે મહર્ષિ! બકમુનિ શા કારણથી દીર્ઘાયુષી થયા? આ પ્રમાણે તેઓનો પ્રશ્ન સાંભળી માર્કંડેય ઋષિએ આ પ્રમાણે કહ્યું. ॥ ૧ ॥

महातपा दीर्घायुश्च बको राजर्षिर्नात्रकार्या
विचारणा ॥२॥

અત્યંત તપશ્ચર્યા કરવાવાળા રાજર્ષિ દીર્ઘાયુ છે. એ વિચાર કરવા યોગ્ય નથી અર્થાત્ ં વિષે શંકા લાવવાનું કાંઈ કારણ નથી. ૨

एतच्छ्रुत्वा तु कौंतेयो भ्रातृभिःसहभारत ।
मार्कण्डेयं पर्यपृच्छद्धर्मराजोयुधिष्ठिरः ॥३॥
बकदाल्भ्यौमहात्मानौश्रूयेतेचिरजीविनौ ।
सखायौदेवराजस्यतावृषीलोकसंमितौ ॥४

આ પ્રમાણે માર્કંડેયનું બેલવુ સાંભળી ભાઈઓ સહિત કુંતિપુત્ર ધર્મરાજ યુધિષ્ઠિરે પુનઃ પૂછયું કે બક અને દાલ્ભ્ય એ બન્ને મહાત્માઓ ચિરંજીવ સાંભળેલા છે, વળી ઇંદ્રના મિત્ર એ બન્ને ઋષિઓ લોક પૂજ્ય છે.

एतदिच्छामिभगवन्बकशक्रसमागमम् ॥
सुखदुःखसमायुक्तंतत्वेनकथयस्वमे ॥५॥

હે ભગવાન ! બક અને ઇંદ્રનો કેવા પ્રકારે સમાગમ થયો ? ! તે સાંભળવા ઇચ્છું છું માટે તે સુખ દુઃખ યુક્ત સમાગમનો વૃત્તાંત તત્વ સહિત મને કહી સંભળાવો. ॥ ५ ॥

॥ मार्कण्डेय उवाच ॥

वृत्तेदेवासुरेराजन्संग्रामेलोमहर्षणे ।

त्रयाणामपिलोकानामिंद्रोलोकाधिपोभवत् ६
सम्यग्वर्षतिपर्जन्येसुखसंपदउत्तमाः ।
निरामयास्तुधर्मिष्ठाःप्रजाधर्मपरायणाः ॥ ७

માર્કંડેય બોલ્યા- હે રાજન્ ! દેવ દૈત્યોના લોમહર્ષણ યુદ્ધ થયા પછી ત્રણે લોકનો સ્વામિ ઇંદ્ર થયો. સમસ્ત પ્રકારે વૃષ્ટિ થવાથી ખેતીની પેદાશ ઉત્તમ થઈ, રોગ રહિત, અત્યંત ધર્મવાળી અને ધર્મ પરાયણ એવી પ્રજા ઉત્પન્ન થઈ. ॥ ૬- ૭ ॥

मुदितश्चजनःसर्वःस्वधर्मेसुव्यवस्थितः ।
ताःप्रजामुदिताःसर्वादृष्ट्वाबलनिषूदनः ॥८॥

આનંદ યુક્ત થએલાં સમસ્ત જનો પોત પોતાના વર્ણાશ્રમ ધર્મમાં સ્થિત હતાં. આ પ્રકારે પ્રસન્ન થએલી સકળ પ્રજાને નિહાળી,

ततस्तुमुदितोराजन्देवराजःशतक्रतुः ।
ऐरावतंसमास्थायताःपश्यन्मुदिताःप्रजाः ॥९

હે રાજન્ ! દેવતાઓનો રાજા ઐરાવત

હાથી ઉપર બેસી પ્રસન્ન ચિત્તે તે પ્રજાને જોવા લાગ્યો. ॥ ૯ ॥

आश्रमांश्वविचित्रांश्वनदीश्वविविधाः शुभाः ।
नगराणिसमृद्धानिखेटाञ्जनपदांस्तथा ॥१०

વિચિત્ર પ્રકારના યોગી-તપસ્વીઓના આશ્રમો, ઉત્તમ જળને વહેનારી પાપહારિણી નદીઓ, મહા સમૃદ્ધિવાન નગરો અને અલ્પ સંપદા યુક્ત ગામો તથા દેશોને જોવા લાગ્યો.

प्रजापालनदक्षांश्वनरेंद्रान्धर्मचारिणः ।
उदपानप्रपावापीतडागानिसरांसिच ॥११॥
नानाब्रह्मसमाचारैःसेवितानिद्विजोत्तमैः ।
ततोवतीर्यरम्यायांपृथ्व्यांराजञ्छतंक्रतुः १२

પ્રજા પાળવામાં પ્રવિણ-ડાહ્યા રાજેંદ્રો અને ધર્માચારી રાજાઓ, તથા પાણીની પરબો, વાવડીઓ, તળાવ, સરોવરાદિ સર્વ જળાશયો, વિવિધ પ્રકારના બ્રહ્મ સમાચારવાળા બ્રાહ્મણોથી સેવિત જોઇને પછી હે રાજન્! ઇંદ્ર-

રાજ આકાશ માર્ગથી રમણીય પૃથ્વી ઉપર ઉતરીને, ॥ ૧૧-૧૨ ॥

तत्ररम्येशिवेदेशेबहुवृक्षसमाकुले ।
पूर्वस्यांदिशिरम्यायांसमुद्राभ्यासतोनृप ॥१३
तत्राश्रमपदंरम्यंमृगद्विजनिषेवितम् ।
तत्राश्रमपदेरम्येबकंपश्यतिदेवराट् ॥१४॥

ત્યાં રમ્ય અને મંગળકારી દેશ કે જ્યાં ઘણુંજ પ્રફુલ્લિત વૃક્ષોથી ઘટાદાર ભૂમિ જણાય છે તે ભૂમિમાં મનોહર પૂર્વ દિશાએ હે રાજેંદ્ર! સમુદ્રના સમીપ મૃગ પક્ષિયોથી સેવિત આનંદકારી આશ્રમ હતો. ત્યાં દેવતાઓનો પતિ ઇંદ્ર બકને નિહાળવા લાગ્યો.

बकस्तुदृष्ट्वादेवेंद्रंदृढंप्रीतमनाभवत् ।
पाद्यासनार्घदानेनफलमूलैरथार्चयत् ॥१५॥

આ પ્રકારે ઇંદ્રને નિહાળતો જોઇ બકમુનિ પણ અત્યંત પ્રસન્ન થઈ ઇંદ્રને પ્રીતિ પૂર્વક પાદ્ય, આસન, અર્ઘ્યદાન, ફળ અને મૂળથી

પૂજવા લાગ્યા. ॥ ૧૫ ॥

सुखोपविष्टोवरदस्ततस्तुबलसूदनः ।
ततःप्रश्नंबकं देव उवाच त्रिदशेश्वरः ॥१६
शतंवर्षसहस्त्राणिमुनेजातस्यतेऽनघ ।
समाख्याहिममब्रह्मन्किंदु खंचिरजीविनाम्

ત્યાર પછી વરદાન દેવાવાળો ઈંદ્ર સુખ પૂર્વક ત્યાં બેસીને તે બકમુનિને પૂછવા લાગ્યો કે, હે પાપરહિત ! હે મુને ! તમને જન્મ લીધે લાખો વર્ષ થઈ ગયાં છે અર્થાત્ આપ ચિરંજીવી છો. માટે હે બ્રહ્મન્ ! મને શંકા છે કે ચિરંજીવીઓને શું દુઃખ હશે ? તેનું સમાધાન કરો.

॥ बक उवाच ॥

अप्रियैःसहसंवासःप्रियैश्चापिविनाभवः ।
असद्भिःसंप्रयोगश्चतदुःखंचिरजीविनाम् १८

આ પ્રમાણે ઈંદ્રનો પ્રશ્ન સાભળી બકમુનિએ કહ્યું કે–હે સુરેંદ્ર ! ચિરંજીવિઓને

આટલું દુઃખ છે—અપ્રિયજનો સાથે સહવાસ, પ્રિયજનો સાથે વિયોગ અને દુષ્ટોના સંગ સહિત રહેવું, ॥ ૧૮ ॥

पुत्रदारविनाशोत्रज्ञातीनांसुहृदामपि ।
परेष्वापततेकृच्छ्रंकिंनुदुःखतरंततः ॥१९॥

પુત્ર, સ્ત્રી, જ્ઞાતિ અને મિત્રોનો નાશ, શત્રુ એમાં કષ્ટથી રહેવું એથી બીજું વિશેષ દુઃખ શું છે ? ॥ ૧૯ ॥

नान्यदुःखतरंकिंचिल्लोकेषुप्रतिभातिमे ।
अर्थैर्विहीनःपुरुष.परैःसंपरिभूयते ॥२०॥

સંસારમાં જે ધનથી રહિત છે તે પુરૂષો ધનવાળાઓથી તિરસ્કાર પામે છે એથી વધારે બીજું દુઃખ મને દેખાતું નથી અર્થાત્ નિર્ધનાવસ્થામાં ધનેચ્છાએ અપમાન વેઠી જીવવું એ મહાન્ દુઃખ છે. ॥ ૨૦ ॥

अकुलानांकुलेभावंकुलीनानांकुलक्षयम् ।
संयोगंविप्रयोगंचपश्यंतिचिरजीविनः ॥२१

દુષ્ટ કુળવાળાઓના કુળનો પ્રભાવ અને કુલીનોના કુળનો નાશ, સંયોગ તથા વિયોગ એમને ચિરંજીવ જોઈ શકે છે. ॥ ૨૧ ॥

अपिप्रत्यक्षमेवैतद्देवदेवशक्रतो ।
अकुलानांसमृद्धानांकथंकुलविपर्ययः ॥२२

देवदानवगंधर्वमनुष्योरगराक्षसाः ।
प्राप्नुवंतिविपर्यासंकिंनुदुःखतरंततः ॥२३॥

હે હજાર નેત્રવાળા ! હે દેવેશ ! એ પ્રત્યક્ષજ છે કે અકુળવાન સમૃદ્ધિયોના કુળનો શી રીતે નાશ થયો ! દેવ, દાનવ, ગંધર્વ, મનુષ્ય, સર્પ અને રાક્ષસ પણ વિપરીત સ્થિતિને પામે છે. કહો આથી વિશેષ દુઃખ શું છે ?

कुलेजाताश्चक्लिश्यन्तेदौष्कुले यवशानुगाः ।
आढ्यैर्दरिद्रावमताःकिंनुदुःखतरंततः ॥२४

કુળમાં ઉત્પન્ન થએલા, દુષ્ટ કુળવાળાઓને વશ થઇને ક્લેશને પ્રાપ્ત થતા ધનવાળા, દારિદ્રીઓનું અપમાન કરે છે. કહો એથી

કયું દુઃખ વિશેષ છે? ॥ ૨૪ ॥

लोकेवैधर्म्यंतेतत्तुदृश्यतेबहुविस्तरम् ।
हीनज्ञानाश्चदृश्यन्तेक्लिश्यन्तेप्राज्ञकोविदाः ॥

સંસારમાં વિશેષ વિસ્તારવાળું આ વૈધર્મ્ય દેખાય છે, હીનજ્ઞાનવાળા આનંદમાન દેખાય છે અને મહાન્ પંડિતો મહાન્ ક્લેશોને પામે છે. ॥ ૨૫ ॥

बहुदुःखपरिक्लेशंमानुष्यमिहदृश्यते ।

॥ इन्द्र उवाच ॥

पुनरेवमहाभागदेवर्षिगणसेवित ॥ २६ ॥
समाख्याहिममब्रह्मन्किंसुखंचिरजीविनाम् ।

॥ बक उवाच ॥

अष्टमेद्वादशेवापिशाकंयः पचतेगृहे ॥२७॥

ઘણાં દુઃખ અને ક્લેશયુક્ત મનુષ્યપણું ચિર જીવપણામાંજ દેખાય છે. આ પ્રમાણે બકમુનિનાં વચન સાંભળી પુનઃ ઈંદ્રરાજે પૂછયું કે-હે મહાભાગ! હે દેવર્ષિ ગણોથી

સેવિત ! હે બ્રહ્મન્ ! ફરી ચિરંજીવોને શું શું સુખ છે તે કહો. બકમુનિ બોલ્યા કે—આઠમે અને બારમે દિવસે તેઓના ઘરમાં શાક રંધાય છે. ॥ ૨૬–૨૭ ॥

कुमित्राण्यनपाश्रित्यकिंवैसुखतरंततः ।
यत्राहानिनगण्यन्तेनैनमाषुर्महाशनम् ॥ २८

કુમિત્રોનો વિયોગ એ સર્વોત્તમ સુખ છે જ્યાં દિવસ ગણ્યા જતા નથી તે મહાશન કહેવાય નહીં. ॥ ૨૮ ॥

अपिशाकंपचानस्यसुखंवैमघवन्गृहे ।
अर्जितंस्वेनवीर्येणनाप्यपाश्रित्यकञ्चन ॥२९

હે મઘવન્ ! પોતાના પરાક્રમથી અર્જીત કરેલું શાક કોઈના પણ આશરા વગર સ્વતંત્રપણે પોતાના ઘરમાં રાંધવાવાળાઓને સુખ છે. ॥ ૨૯ ॥

फलशाकमपिश्रेयोभोक्तुह्यकृपणेगृहे ।
परस्यतुगृहेभोक्तुःपरिभूतस्यनित्यशः ॥३०

सुमृष्टमपिनश्रेयोविकल्पोयमतःसताम् ।
श्ववत्कीलालपोयस्तुपरान्नभोक्तुमिच्छति २१
धिगस्तुतस्यतद्भुक्तंकृपणस्यदुरात्मनः ।
योदत्त्वातिथिभूतेभ्यःपितृभ्यश्चद्विजोत्तमः ॥
शिष्टान्यन्नानियोभुंक्तेकिंवैसुखतरंततः ।
अतोमृष्टतरंनान्यत्पूर्तंकिंचिच्छतक्रतो ॥ २२

ઉદાર મનવાળાના ઘરમાં ફળ શાકનું ભોજન કરવું અતિ ઉત્તમ છે, પણ હમેશાં બીજાને ઘેર તિરસ્કાર યુક્ત સુંદર મિષ્ટ ભોજન કરવું ઉત્તમ નથી. એ હેતુ માટે સત્પુરૂષેને એ વિકલ્પ છે કે કુતરાની પેઠે સ્વાદ લેતો જે બીજાના અન્ન ભોજનની ઇચ્છા કરે છે તે કૃપણ દુરાત્માના ભોજનને ધિક્કાર છે. જે અતિથિ ભૂત પિતર વગેરેને જમાડીને બાકી રહેલું અન્ન આરોગે છે તેથી વિશેષ સુખ શું છે ? હે શતક્રતો ! એથી પવિત્ર અને વિશેષ

મીઠું અન્ન બીજું છેજ નહીં. ॥ ૩૦-૩૩ ॥

दत्वायस्त्वतिथिभ्योवैभुंक्तेतेनैवनित्यशः ।
यावतोह्यंधसःपिंडानश्नातिसततंद्विजः ॥३४॥
तावतांगोसहस्त्राणांफलंप्राप्नोतिदायकः ।
यदेगोयौवनकृतंतत्सर्वंनश्यतेध्रुवम् ॥३५॥

અતિથિઓને આપી હંમેશાં જે શેષ ભોજન જમે છે તે નિરંતર દ્વિજો જેટલા અન્નના કોળીઆઓ ખાય છે તેટલા હજાર ગાયોના દાનનું ફળ પામે છે અને જે યુવાનીમાં કરેલાં પાપો છે તે સર્વ અવશ્ય નાશ થાય છે. ॥ ૩૪-૩૫ ॥

सदक्षिणस्यभुक्तस्यद्विजस्यतुकरेगतम् ।
यद्वारिवारिणासिंचेत्तद्घयेनस्तरतेक्षणात् ॥

દક્ષિણા સહિત ભોજન કરેલા બ્રાહ્મણોના હાથમાં પ્રાપ્ત થએલા પાણીના છાંટા લાગવાથી તે પાપ ક્ષણવારમાં નાશ થઈ જાય છે. ॥૩૬॥

एताश्चान्याश्चवैबह्वीःकथयित्वाकथाःशुभाः ।
बकेनसहदेवेन्द्रआपृच्छ्यत्रिदिवंगतः ॥३७

આ પ્રમાણે બીજી પણ અનેક શુભ કથાઓ બકમુનિ પાસેથી સાંભળી બકમુનિની રજા લઈ સુરપતિ પોતાના સ્વર્ગભુવનમા ગયો. ॥૩૭॥

ઇતિ બકગીતા સમાપ્ત.

# अथ शौनकगीता प्रारंभ.



शोकस्थानसहस्त्राणिभयस्थानशतानिच ।
दिवसेदिवसेमूढमाविशन्तिनपण्डितम् ॥१॥

શૌનક મુનિ રાજા યુધિષ્ઠિર પ્રત્યે કહે છે-હે યુધિષ્ઠિર! શોક અર્થાત્ મનના તાપનાં હજારો સ્થાન છે તેમ ભય અર્થાત્ મરવાથી થતો ઉદ્વેગ તેનાં પણ સેંકડો સ્થાન છે; પરંતુ તે મૂર્ખાઓના મનમાં દિન પ્રતિદિન પ્રવેશ કરે છે, પણ પંડિતોના મનમાં પ્રવેશ કરતાં નથી. ॥ ૧ ॥

नहिज्ञानविरुद्धेषुवहुदोषेषुकर्मसु ।
श्रेयोघातिषुसज्जन्तेबुद्धिमन्तोभवद्विधाः २

ધર્મમાં સામર્થ્યના અભાવથી મને શોક કે ભય છે; પરંતુ રાજ્ય જવાનો કે વનવાસ જવાનો શોક-ભય નથી. આવી શંકા થવાથી રાજાને શૌનક મુનિ કહે છે કે-પ્રવૃત્તિરૂપ

યજ્ઞ દાન-આદિ ધર્મ જ્ઞાનનાં વિરોધી છે; કેમકે યજ્ઞ દાન આદિમાં દ્વૈત પતિત થાય છે. પશુ અને બીજના નાશ આદિથી યજ્ઞ બને છે એ માટે યજ્ઞમાં ઘણુાજ દોષ છે. એજ કારણથી શ્રેય વિરોધી છે એવા ધર્મોમાં આપ જેવા બુદ્ધિમાનો અત્યંત અભિનિવેશ કરતા નથી. ॥ ૨ ॥

अष्टाङ्गांबुद्धिमाहुर्यांसर्वाश्रेयोविघातिनीम् ।
श्रुतिस्मृतिसमायुक्तांराजन्सात्वय्यवस्थितां ३

આ પ્રકારે કર્મનિષ્ઠાની નિંદા કરી યોગનિષ્ઠાને ગ્રહણ કરાવે છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ યોગનાં અંગો સૂત્રમાં કહેલ છે. સંકલ્પને બંધ કરે છે એ આઠ અંગોવાળી અને તત્વમસિ આદિ મહાવાક્યથી ઉત્પન્ન થએલ સર્વ અજ્ઞાનનો નાશ કરનાર તથા શ્રુતિ સ્મૃતિથી દૃષ્ટિ કરેલ છે એવી

જેની બુદ્ધિ છે તેને વિદ્વાન કહે છે. તે બુદ્ધિ હે રાજન્ ! મારા સન્નિધાનથી તમારા વિષે સ્થિત છે. ૩

अर्थकृच्छ्रेषुदुर्गेषुव्यापत्सुस्वजनस्यच ।
शारीरमानसैर्दुःखैर्नसीदन्तिभवद्विधाः ॥ ४

ધન નાશ, ભોજન વસ્ત્ર આદિના અભાવથી દુઃખે કરીને તરાય એવું શરીરનું દુઃખ અને સ્ત્રીનું ચીર ઉતારવું–આદિ મનનું દુઃખ એટલા વડે કરીને આપ જેવા સજ્જન દુઃખી થતા નથી; કેમકે શરીર દુઃખોને સહેવાને અને માનસ દુઃખને વિવેકથી નાશ કરવાને આપ સમર્થ છો. ॥ ૪ ॥

श्रूयतांचाभिधास्यामिजनकेनयथापुरा ।
आत्मव्यवस्थानकरागीताःश्लोकामहात्मना५

જે જે પ્રકારે પહેલાં મહાત્મા જનકજીએ મનની સ્થિરતાના કારણરૂપ શ્લોક ગાએલ છે તે હું કહું છું માટે સાંભળો. ॥ ૫ ॥

मनोदेहसमुत्थाभ्यांदुःखाभ्यांमर्दितंजगत् ।
तयोर्व्याससमासाभ्यांशमोपायमिमंश्रृणु ॥६

મન અને શરીરથી ઉત્પન્ન થએલા દુખોથી સંસાર પીડાય છે. શરીર અને મન કલ્પિત દુઃખોના વિસ્તાર અને સંક્ષેપથી તેઓની શાંતિના ઉપાય સાંભળો. ॥ ૬ ॥

व्याधेरनिष्टसंस्पर्शाच्छ्रमादिष्टविवर्जनात् ।
दुःखंचतुर्भिःशारीरंकारणैःसंप्रवर्तते ॥७॥

રોગ, અનિષ્ટ અર્થાત્ કાંટા આદિના વાગવાથી, પરિશ્રમ, અન્ન-આદિનું વર્જવું એ ચાર કારણોથી શારીરિક દુઃખ પ્રવૃત્ત થાય છે. ૭

तदात्वप्रतिकाराच्चसततंचाविचिंतनात् ।
आधिव्याधिप्रशमनंक्रियायोगद्वयेनतु ॥८॥

ઔષધથી રોગની શાંતિ થાય છે, જોડા પહેરવાથી કાંટા વગેરેની શાંતિ થાય છે, સ્વસ્થપણાથી પરિશ્રમ શાંત થાય છે અને અન્નાદિના મળવાથી અનિષ્ટની શાંતિ થાય છે. તે

સિવાય જે અન્ય શારીરિક દુઃખો છે તેને યાદ ન કરવાથી આધિ વ્યાધિ શાંત થાય છે. ॥૮॥

मतिमन्तोह्यतोवैद्याःशमंप्रागेवकुर्वते ।
मानसस्यप्रियाख्यानैःसंभोगोपनयैर्नृणाम् ॥

આ કહેલા હેતુથી બુદ્ધિમાન વિદ્યાવાળા મનુષ્ય માનસ દુઃખથી પ્રથમજ શાંતિ કરે છે. પ્રિય બોલવાથી, વિશેષ લાભ દેખાડવાથી ધન નાશ–આદિથી ઉત્પન્ન થએલાં માનસ દુઃખ શાંત થાય છે. સ્ત્રી આદિને સમર્પણ કરીને કામદેવથી ઉપજેલ માનસ દુઃખ શાંત થાય છે. ॥ ૯ ॥

मानसेनहिदुःखेनशरीरमुपतप्यते ।
अयस्तप्तेनपिण्डेनकुम्भसंस्थमिवोदकम् १०

માનસ દુઃખથી શરીર બળે છે, જેમ અગ્નિમાં તપાવેલું લોઢું પાણીના ભરેલા ઘડામાં નાખવાથી પાણીને તપાવી દે છે તેમ મનનાં દુઃખો શરીરને તપાવી દે છે. ॥ ૧૦ ॥

मानसंशमयेत्तस्माज्ज्ञानेनाग्निमिवाम्बुना ।
प्रशान्तेमानसेह्यस्यशारीरमुपशाम्यति ॥११

તે કારણથી મનનાં દુઃખોને જ્ઞાન-સદ્બોધથી શાંત કરવાં. જેમ અગ્નિને પાણીથી શાંત કરાય છે તેમ ઉત્તમ જ્ઞાન વચનામૃતથી મનુષ્યનાં માનસ દુ.ખો શાંત થવાથી શરીરનાં દુઃખો પણ શાંત થાય છે. ॥ ૧૧ ॥

मनसोदुःखमूलंतुस्नेहइत्युपलभ्यते ।
स्नेहात्तुसज्जतेजन्तुर्दुःखयोगमुपैतिच ॥१२

મનના દુઃખનું મૂળકારણ સ્નેહ છે અને એ સ્નેહથી પ્રાણી પ્રવૃત્ત થાય છે અને પ્રવૃત્તિથી દુઃખના યોગોને પ્રાપ્ત થાય છે. ॥ ૧૨ ॥

स्नेहमूलानिदुःखानिस्नेहजानिभयानिच ।
शोकहर्षौतथायासःसर्वस्नेहात्प्रवर्त्तते १३

સ્નેહથી દુઃખ થાય છે, સ્નેહથી ભય ઉપજે છે; એટલુંજ નહીં પણ શોક આનંદ અને ક્લેશ એ સર્વ સ્નેહમાંજ પ્રવૃત્ત થાય છે. ૧૩

स्नेहाद्भावोऽनुरागश्चप्रजज्ञेविषयेतथा ।
अश्रेयस्कावुभावेतौपूर्वस्तत्रगुरुःस्मृतः ॥१४

સ્નેહુથી સંકલ્પ, અને વિષયમાં અનુરાગ અર્થાત્ પછી થનારી પ્રીતિ એ ઉપજે છે, પણ એ બન્ને કલ્યાણદાતા નથી. ભાવ અને અનુરાગ એ બે પૈકી ભાવ-સંકલ્પ કરવો એ ઘણોજ ખરાબ છે એ માટે સંકલ્પનોજ ત્યાગ કરવો એજ ઉત્તમ મુખ્ય સાધન છે. ॥ ૧૪

कोटराग्निर्यथाशेषंसमूलंपादपंदहेत् ।
धर्मार्थौतुतथाऽल्पोपिरागदोषोविनाशयेत्१५

જેમ વૃક્ષના પોલમાં લાગેલો અગ્નિ તે વૃક્ષને મૂળ સહિત બાળી નાશ કરે છે તેમ થોડો પણ રાગ-સ્નેહ દોષ ધર્મ અર્થનો મૂળમાંથી નાશ કરે છે. ॥ ૧૫ ॥

विप्रयोगेनतुत्यागोदोषदर्शीसमागमे ।
विरागंभजतेजन्तुर्निर्वैरोनिरवग्रहः ॥१६॥

વિષયના વિયોગમાં જે ત્યાગી છે તે ત્યાગી

નથી, પણ જે વિષયના સંયોગમાં દોષ જોનાર છે તે જ ત્યાગી છે. તે જ વૈર રહિત પ્રતિબંધથી શૂન્ય થએલ વૈરાગને ભજે છે. ॥ ૧૬

तस्मात्स्नेहंनलिप्सेतमित्रेभ्योधनसंचयात् ।
स्वशरीरसमुत्थंचज्ञानेनावनिवर्त्तयेत् ॥१७

તે કારણથી મિત્ર અને ધન પામીને પણ તેઓનામાં વિશેષ સ્નેહની ઇચ્છા કરવી નહીં અને પોતાના શરીરથી ઉત્પન્ન થએલા સ્નેહને પણ ભોગ્ય પદાર્થ અનિત્ય છે–નાશવંત છે એમ જાણી તેને નિવૃત્ત કરવો. ॥ ૧૭ ॥

ज्ञानान्वितेषुयुक्तेषुशास्त्रज्ञेषुकृतात्मसु ।
नतेषुसज्जतेस्नेहःपद्मपत्रेष्विवोदकम् ॥१८॥

નિત્ય અનિત્યના જાણવાવાળા વિવેકી જ્ઞાની જનો નિત્ય–નાશવંત નથી એવી વસ્તુના માટે ઉદ્યમ કરતા શાસ્ત્રને જાણનાર અને કૃતાત્મા–ધ્યાનથી સંસ્કારી થએલા ચિત્તવાળા એવા મનુષ્યોમાં સ્નેહ સંગ ન કરતાં જળમાં

સ્થિત છતાં કમળ જળથી નિરાળું રહે છે તેમ અપ્રમત્ત રહે છે. ॥ ૧૮ ॥

रागाभिभूतःपुरुषःकामेनपरिकृष्यते ।
इच्छासंजायतेतस्यततस्तृष्णाविवर्धते ॥१९

રમણીય વસ્તુને જોઈ હર્ષનું થવું એથી પીડિત થએલ મનુષ્ય તેને ચાહે છે, તેની પ્રાપ્તિ થવામાં રૂચિના અત્યંતપણાથી તેના વારંવાર લાભમાં તૃપ્તિ થતી નથી પણ તે તૃષ્ણા વધતીજ જાય છે. ॥ ૧૯ ॥

तृष्णाहिसर्वपापिष्ठानित्योद्वेगकरीस्मृता ।
अधर्मबहुलाचैवघोरापापानुबन्धिनी ॥२०॥

સર્વમા અત્યંત પાપવાળી, નિત્યં પ્રત્યે ઉદ્વેગ કરનારી, ઘણા અધર્મવાળી, ઘેર રૂપ અને પાપને કરનારી એવી તૃષ્ણા છે. ॥ ૨૦ ॥

यादुस्त्यजादुर्मतिभिर्यानजीर्यतिजीर्यतः ।
योसौमाणान्तिकोरोगस्तांतृष्णांत्यजतःसुखम्

દુષ્ટ બુદ્ધિવાળાઓથી તે તૃષ્ણા ત્યજી શકાતી

નથી, વૃદ્ધ થએલા જનોની તૃષ્ણા વૃદ્ધ થતી નથી, અને જે પ્રાણ જતા પર્યંત રોગ છે તે જ તૃષ્ણા છે.તેને જે ત્યજે છે તે જ સુખી થાય છે.

अनाद्यन्ताहिसातृष्णाअन्तर्देहगतानृणाम् ।
विनाशयतिभूतानिअयोनिजइवानलः ॥२२

તે તૃષ્ણા આદિ અંતથી રહિત છે અર્થાત્ તૃષ્ણાની મૂળ વાસના અનાદિ છે. મનુષ્યોના મનમાં પ્રાપ્ત થએલી તૃષ્ણા પ્રાણીઓનો નાશ કરે છે. જેમ અત્યંત તપાવેલા લોઢાનો ગોળો અગ્નિરૂપ થઇ સર્વ વસ્તુને પ્રજાળે છે તેમ તૃષ્ણા શરીરને બાળે છે. ॥ ૨૨ ॥

यथैधःस्वसमुत्थेनवह्निनानाशमृच्छति ।
तथाऽकृतात्मालोभेनसहजेनविनश्यति ॥२३

જેમ લાકડામાંથી અગ્નિ પ્રકટ થાય છે અને લાકડાનેજ બાળે છે તેમ મનમાં ઉપજેલી તૃષ્ણા મનનેજ તપાવે છે અર્થાત્ ચલિત અને ભટકતા મનવાળા મનુષ્ય શરીરની સાથે

જન્મ લોભથી નાશ થાય છે. ॥ ૨૩ ॥

राजतःसलिलादग्नेश्चोरतःस्वजनादपि ।
भयमर्थवतांनित्यंमृत्योःप्राणभृतामिव ॥२४

જેમ મૃત્યુનો પ્રાણી માત્રને ભય રહે છે તેમ રાજાઓથી, પાણીથી, અગ્નિથી, ચોરથી અને પોતાના મિત્ર તથા સંબંધિઓથી ધનવાન પુરૂષને નિરંતર ભય રહે છે. ॥ ૨૪ ॥

यथाह्यामिषमाकाशेपक्षिभिःश्वापदैर्भुवि ।
भक्ष्यंतेसलिलेमत्स्यैस्तथासर्वत्रवित्तवान् २५

જેમ માંસને આકાશમાં પક્ષિયો ખાય છે, પૃથ્વીમાં નાહુર-શીઆળવાં વગેરે માંસ ખાય છે અને પાણીમાં માંછલાં ખાય છે તેમ સર્વ સ્થળે ધનવાન ખવાય છે અર્થાત્ તેને નીચોવવાની સર્વ કોઇ આશા રાખે છે. ॥ ૨૫ ॥

अर्थएवहिकेषांचिदनर्थंभजतेनृणाम् ।
अर्थःश्रेयसिचासक्तोनश्रेयोविन्दतेनरः २६

કેટલાક મૂર્ખ અને બુદ્ધિમાન મનુષ્યોને પણ

ધન અત્યંત કલ્યાણકારક નથી. ધન સાધ્ય જ્યોતિષ્ટોમ અર્થાત્ સોમયાગાદિ યજ્ઞમાં આસક્ત થએલા મનુષ્ય કલ્યાણને પામતા નથી.

तस्मादर्थागमाःसर्वेमनोमोहविवर्धनाः ।
कार्पण्यंदर्पनानौचभयमुद्वेगएवच ॥२७॥

તે કારણથી ધનના આગમનથી સર્વેના મનમાં મોહ વધે છે. કૃપણપણું, દર્પ અર્થાત્ બીજાનો તિરસ્કાર કરવો, અહંકાર યુક્ત હુંજ સારો છું એમ માની વર્તવું તે બુદ્ધિ, ભય ઉદ્વેગ યુક્ત થાય છે તે સર્વ ધનનોજ પ્રભાવ છે; સારાંશમાં ધન, મનને બગાડનાર છે. ॥ ૨૭ ॥

अर्थजानिविदुःप्राज्ञादु.खान्येतानिदेहिनाम् ।
अर्थस्योत्पादनेचैवपालनेचतथाक्षये ॥२८॥

મનુષ્યોને ધન પેદા કરવામાં, પેદા કર્યા પછી તેનું સંરક્ષણ કરવામાં અને ધનના નાશમાં ઉપજેલાં કલેશાદિ વેઠવામાં ધન દુઃખદાતાજ છે એમ પંડિતોએ કહેલું છે અર્થાત્ ધનમાં

પ્રત્યેક સમય દુઃખજ છે, પણ સુખ નથી.

सहन्तिचमहद्दुःखंघ्नन्तिचैवार्थकारणात् ।
अर्थाद्दुःखंपरित्यक्तंपालिताश्चैवशत्रवः २९

ધનવાળા મનુષ્યો બહુજ દુઃખને સહન કરેછે ધનને કારણે માંહોમાંહે મારામારી કરેછે ધનનો ત્યાગ કરવાની ઈચ્છા કરવામાં દુઃખ થાયછે અને સંરક્ષણ કરેલું ધન શત્રુવત્ થઈ જાય છે.

दुःखेनचाधिगम्यन्तेतस्मान्नाशंनचिन्तयेत् ।
असंतोषपरामूढाःसन्तोषंयान्तिपण्डिताः ३०

દુઃખથી ધન પેદા કરાય છે તે કારણુ માટે ધનને ભેગું કરવા વગેરેમાં દુઃખ ન ચિંતવતાં અસંતોષજ રહે છે, પણ દુઃખને જાણી સંતોષ કરતા નથી તેઓ મૂર્ખ છે. જે દ્રવ્યમાં સંતોષી વૃત્તિ રાખે છે તે પંડિતો છે અર્થાત્ પૂર્ણ પંડિતોનેજ સંતોષ પ્રાપ્ત થાય છે. ૩૦

अन्तोनास्तिपिपासायाःसंतोषःपरमंसुखम् ।
तस्मात्संतोषमेवेहपरंपश्यन्तिपण्डिताः ॥३१

તૃષ્ણાનો અંતજ નથી; કેમકે જેમ જેમ તૃષ્ણા પૂર્ણ થતી જાય છે તેમ તેમ પુષ્ટ થઇ વધતી જાય છે, પણ ઘટતી નથી જેથી પંડિતો સંતોષનેજ ઉત્તમ માને છે. ॥ ૩૧ ॥

अनित्यंयौवनंरूपंजीवितंरत्नसञ्चयः ।
ऐश्वर्यंप्रियसंवासोगृध्येत्तत्रनपण्डितः ॥३२

યૌવન, રૂપ, જીવિત, રત્નોનો સંગ્રહ, ઐશ્વર્ય અને વ્હાલાઓનો સહવાસ એ સર્વ અનિત્ય અસત્ય છે માટે તેમાં પંડિતો આસક્ત થતા નથી. ॥ ૩૨ ॥

त्यजेतसञ्चयांस्तस्मात्तज्जान्क्लेशान्सहेतच ।
नहिसञ्चयवान्कश्चिद्दृश्यतेनिरुपद्रवः ।
अतश्चधार्मिकैःपुंभिरनीहार्थःप्रशस्यते ॥३३

એ કારણ માટેજ ધનનો ત્યાગ કરવો અને ધન ત્યાગ કર્યા પછી ધન ત્યાગથી ઉપજેલા કલેશને સહન કરવો. ધનવાળા પુરૂષો ક્યાંય ઉપદ્રવો રહિત જોવામાં આવતા નથી. એજ

हेतु माटे धार्मिक पुरुषोए यदृच्छाथी प्राप्त थएला धनने उत्तम मान्युं छे. ॥ ३३ ॥

धर्मार्थंयस्यवित्तेहावरंतस्यनिरीहता ।
प्रक्षालनाद्धिपङ्कस्यश्रेयोनस्पर्शनंनृणाम्॥३४

जेने धर्मना लीधे धननी इच्छा छे तेने धननी इच्छा करवी उत्तम नथी; केमके मनुष्योने शरीरे गारो चोपडीने न्हावाथी तो प्रथमज गारो न चोपडवो एज अत्यंत उत्तम छे.

युधिष्ठिरैवंसर्वेषुनस्पृहांकर्तुमर्हसि ।
धर्मेणयदितेकार्य्यंविमुक्तेच्छोभवार्थतः ॥३५

हे युधिष्ठिर ! आ प्रकारे धन यौवन–आदि सर्वमा तमारे इच्छा न करवी योग्य छे. जो तमने धर्मथी काम होय तो धननी इच्छा करो नहीं. ॥ ३५ ॥

॥ इति शौनकगीता समाप्तम् ॥

# अथ सरस्वतीगीता प्रारंभ.

॥ मार्कण्डेय उवाच ॥

अत्रैवचसरस्वत्यागीतंपरपुरंजय ।
पृष्टायामुनिनावीरश्रृणुतार्क्ष्येणधीमता ॥१॥

માર્કંડેય રૂષિ બોલ્યા કે–હે પરપુરંજય! હે વીર! અહીંયાં બુદ્ધિમાન્ તાર્ક્ષ્ય મુનિના પૂછવાથી શ્રી સરસ્વતીજીએ જે ગીતા કહેલ છે તે સાંભળો. ॥ ૧ ॥

॥तार्क्ष्य उवाच ॥

किंनुश्रेयः पुरुपस्येहभद्रेकथंकुर्वन्नच्यवतेस्वधर्मात् ॥ आचक्ष्वमेचारुसर्वांगिकुर्यात्वयाशिष्टोनव्यवेयंस्वधर्मात् ॥२॥

તાર્ક્ષ્યે પૂછ્યું કે–હે કલ્યાણકારિણી સરસ્વતી! મનુષ્યનું શ્રેય થાય તે માર્ગ કેવા પ્રકારનો છે? અને શું કરવાથી મનુષ્ય પોતાના ધર્મથી પતિત થતો નથી? તે મને કહો. હે

મનોહર સર્વાંગવાળાં ! તમારી પાસેથી જ્ઞાન મળ્યા પછી હું મારા ધર્મથી ચલાયમાન થઈશ નહીં. ॥ ૨ ॥

कथंवाग्निंजुहुयांपूजये वा कस्मिन्कालेकेनधर्मोननश्येत् ॥ एतत्सर्वंसुभगेप्रब्रवीहियथा लोकानविरजाःसंचरेयम् ॥३॥

અગ્નિમાં હવન કેવા પ્રકારે કરૂં ? અથવા પૂજા કેમ કરૂં ? કયા કાળમાં કેવા પ્રકારે ધર્મ નષ્ટ ન થાય ? હે સારા ભાગ્યવાળાં ! જેથી હું લોકોમાં પ્રગટપણે ગતિ કરૂં તે સર્વ મને કહો. ॥ ૩ ॥

एवंपृष्टाप्रीतियुक्तेनतेनशुश्रूषुमीक्ष्योत्तम बुद्धियुक्तम् । तार्क्ष्यंविप्रंधर्मयुक्तंहितंचसरस्वती वाक्यमिदंबभाषे ॥४॥

માર્કંડેય ૠષિ બોલ્યા કે—આ પ્રમાણે તાર્ક્ષ્યનું પ્રીતિયુક્ત બોલવું સાંભળી સરસ્વતીએ ઉત્તમ સેવા બુદ્ધિથી યુક્ત અને ધર્મયુક્ત

તાર્ક્ષ્ય વિપ્રને આ પ્રમાણે કહ્યું. ॥ ૪ ॥

॥ सरस्वत्युवाच ॥

योब्रह्मजानातियथा प्रदेशंस्वाध्यायनित्यःसु-
चिरप्रमत्तः ॥ सर्वैपारंदेवलोकस्यगंतासहाम-
रैःप्राप्नुयात्प्रीतियोगम् ॥५॥

સરસ્વતીજી બોલ્યાં કે-હે મુને! જે સગુણ બ્રહ્મ સહાર્દાકાશાખ્યને દેશ ભેદને ઉલ્લંઘન કરી જાણતો નથી, તથા ૐકારને નિત્ય જપે છે, કાર્યમાં પવિત્ર રહે છે, અને પ્રમાદથી રહિત રહે છે તે દેવતાઓની પ્રીતિ સંપાદન કરી બ્રહ્મલોકમાં જાય છે. ॥ ૫ ॥

तत्रस्मरम्याविपुलाविशोकाःसुपुष्पिताः पु-
ष्करिण्यःसुपुण्याः ॥ अकर्दमामीनवत्यःसुती-
र्थाहिरण्मयैरावृताःपुंडरीकैः ॥६॥

એ બ્રહ્મલોકમાં રમણીય સુંદર શોક રહિત સુંદર પુષ્પોવાળી, પવિત્ર, કાદવથી રહિત, માછલીઓવાળી, સુંદર તીર્થોવાળી અને

સુવર્ણમય કમળોથી આચ્છાદિત થએલી એવી પુષ્કરણી નદી છે. ॥ ૬ ॥

तासांतीरेष्वासमेपुण्यभाजोमहीयमानाः पृथगप्सरोभिः ॥ सुपुण्यगंधाभिरलंकृताभिर्हिरण्यवर्णाभिरतीवहृष्टाः ॥७॥

તેના તટ ઉપર જુદી જુદી સુંદર પવિત્ર ગંધોવાળી, આનંદ ભૂષણોથી અલંકૃત થએલી અને સુવર્ણ સરખા વર્ણવાળી એવી અપ્સરાઓ આનંદથી રહે છે. ॥ ૭ ॥

परंलोकंगोप्रदास्त्वाप्नुवंतिदत्वानडुहंसूर्यलोकं व्रजंति ॥ वासोदत्वाचांद्रमसंतुलोकंदत्वाहिरण्यममरत्वमेति ॥८॥

ગાયનું દાન દેનારો, દેવલોકના પરલોકમાં, બળદનું દાન દેનારો, સૂર્ય લોકમાં, વસ્ત્રનું દાન દેનારો ચંદ્રલોકમાં જાય છે અને સોનાનું દાન દેનારો દેવગતિ પામે છે. ॥ ૮ ॥

धेनुदत्वासुभभांसुभदोहां कल्याणवत्सामप-
लायिनींच । यावंतिरोमाणिभवंतितस्यास्ता-
वद्वर्षाण्यासतेदेवलोके ॥९॥

સુંદર કાંતિવાળી, મિષ્ટ દુધ દેનારી, રૂપાળી વાછડીવાળી, નાસી ન જનારી, ગાયનું જો દાન કરે તો જેટલા ગાયના વાળ હોય તેટલા વર્ષ લગી દેવલોકમાં વસે છે અર્થાત્ એવી ગાયનું દાન દેવાથી દેવલોકમાં જાય છે. ॥ ૯

अनड्वाहं सुव्रतं यो ददातिहलस्यवोढारमनंत
वीर्यम् । धुरंधरंबलवंतंयुवानंप्राप्नोतिलोका-
न्दशधेनुदस्य ॥१०॥

સુંદર હળને વહેનારા, ઘણા પરાક્રમવાળા ધુંસરાને ધારણ કરનારા, અને બળવાન એવા બળદનું દાન દેનારો દશ ગૌ દાનનું ફળ પ્રાપ્ત કરે છે. ॥ ૧૦ ॥

ददातियोवैकपिलांसचैलांकांस्योपदोहांद्रवि-

णैरुत्तरीयैः। तैस्तैर्गुणैःकामदुहाथभूत्वानरंम-
दातारमुपैतिसागौः ॥११॥

જે મનુષ્ય વસ્ત્રો સહિત, કાંસાના પાત્ર અને પાળ આદિ વસ્ત્ર સહિત કપિલા ગાયનું દાન કરે છે તે ગાય ત્રણ ત્રણ ગુણોથી કામદુગ્ધા થઇને દાતા મનુષ્યને પ્રાપ્ત થાય છે. ॥ ૧૧ ॥

यावंतिरोमाणिभवंतिधेन्वास्तावत्फलं भवति
गोमदाने । पुत्रांश्चपौत्रांश्चकुलंचसर्वमास-
मंतारयतेपरत्र ॥१२॥

જે ગાય દાનમાં આપી છે તેના જેટલા વાળ હોય તેટલાગણું ફળ ગૌદાનમાં છે. પરલોકમાં તે પુત્ર, પૌત્ર અને સાત પેઢીઓનો ઉદ્ધાર કરે છે. ॥ ૧૨ ॥

सदक्षिणांकांचनचारुशृंगींकांस्योपदोहांद्रवि-
णैरुत्तरीयैः ।धेनुंतिलानाददतोद्विजायलो-
कावसूनांसुलभाभवंति ॥१३॥

દક્ષિણા સહિત સોનાની રાશ, સુંદર શિંગડાંવાળી, દોહવા માટે કાંસાનું વાસણ અને ઓઢવાને સુંદર ઝુલ સહિત વસ્ત્ર તલની ગાય બ્રાહ્મણને આપે તો વસુલોકને પામે છે ૧૩

स्वकर्मभिर्दानवसंनिरुद्धेतीव्रांधकारे नरकेपतंतम् । महार्णवेनौरिववातयुक्तादानंगवांतारयतेपरत्र ॥१४॥

પોતાનાં કર્મોથી દાનવડે કરીને રોકાયલાં, મહા અંધારાવાળા નરકમાં પડતાં, મનુષ્યને મહા સમુદ્રમાં અનુકૂળ પવન યુક્ત વહાણની પેઠે ગાયનું દાન પરલોકમાં તારે છે. ॥ ૧૪ ॥

योब्राह्मदेयांतुददाति कन्यांभूमिप्रदानंचकरोतिविप्रे ॥ ददातिदानंविधिनाचयश्चसलोकमाप्नोतिपुरंदरस्य ॥१५॥

જે બ્રાહ્મણ વિવાહના વિધિથી કન્યાને શણગારી પાણીગ્રહણ કરાવે છે અને તે બ્રાહ્મણને

જે પૃથ્વીનું દાન આપે છે તથા વિધિવત્ દાન આપે છે તે ઇંદ્ર લોકમાં જાય છે. ॥ ૧૫ ॥

यः सप्तवर्षाणिजुहोतिताक्ष्यंहव्यंत्वग्नौ नियतः साधुशील ॥ सप्तावरान्सप्तपूर्वान्पुनातिपितामहानात्मनाकर्मभिःस्वैः ॥१६॥

હે તાક્ષ્ર્ય ! જે મનુષ્ય સાત વર્ષ લગી નિયમ યુક્ત સાધુશીલ થઇ અગ્નિહોત્ર કરે છે તે પોતાનાં શુભ કર્મોથી પોતાના સહિત સાત પેઢીઓ પાછળની અને સાત પેઢીઓ આગળની પુંરૂષોને તારે છે. ॥ ૧૬ ॥

॥ ताक्ष्र्य उवाच ॥

किमग्निहोत्रस्यव्रतं पुराणमाचक्ष्वमेपृच्छतश्चानुरूपे। त्वयानुशिष्टोरमिहाद्यविद्यांयदग्निहोत्रस्यव्रतंपुराणम् ॥१७॥

આ પ્રમાણે સરસ્વતીજીનું બોલવું સાંભળી તાક્ષ્ર્ય બોલ્યા કે—હે અનુરૂપે ! અગ્નિહોત્રવ્રત કરવું વેદોદિત છે કે કેમ તે હું આપને પૂછું છું

માટે તેનો મને ખુલાસો આપો એટલે આપથી શિક્ષિત થવાથી અગ્નિહોત્રવ્રતને વેદોદિત જાણું

॥ सरस्वत्युवाच ॥

नवाशुचिर्नाप्यनिर्णिक्तपाणिर्नाब्रह्मविज्जुहुयान्नाविपश्चित् । बुभुत्सवःशुचिकामाहिदेवानाश्रद्दधानाद्धिहविर्जुहंति ॥१८॥

સરસ્વતીજી બોલ્યાં કે-અપવિત્ર થએલા, હાથ પગ ધોયા વિના, આચમન કર્યા વિના, વેદના પાઠ કે અર્થથી અજાણ, વેદથી અધિગત, અર્થના અનુભવ રહિત, બીજાના ચિત્તને જાણવાની ઇચ્છાવાળા, શુદ્ધિ ચાહનારા અને દેવતાઓમાં શ્રદ્ધાવાળા એવા અગ્નિમાં હોમ કરેછે.

नाश्रोत्रियंदेवहव्येनियुंज्यान्मोघं पुरासिंचति तादृशोहि । अपूर्वमश्रोत्रियमाहताक्ष्र्यनवैतादृग्जुहुयादग्निहोत्रम् ॥१९॥

હે તાક્ષ્ર્ય ! જે મનુષ્યના કુળશીલની બરોબર ખબર નથી એવા અશ્રોત્રિય દેવ હવનમાં

બેસાડવા નહીં; કેમકે તેમના હાથથી હોમા-એલા દ્રવ્ય સફળ થતા નથી માટે એવા પુરૂષો અગ્નિહોત્ર કર્મને યોગ્ય નથી. ॥ ૧૯ ॥

कृशाश्चयेजुह्वतिश्रद्दधानाः सत्यव्रतादतशिष्टाशनिश्च । गवांलोकंप्राप्यतेपुण्यगंधंपश्यंति देवंपरमंचापिसत्यम् ॥२०॥

ધન વગેરેના ગર્વથી રહિત, સત્યવાદી, શ્રદ્ધા-વાન, હોમ કર્યા પછી ભોજન કરનારા ઋત્વિજ વા યજમાન અગ્નિહોત્ર કર્મ કરે છે તે ગોલોક અર્થાત્ કાર્ય બ્રહ્મલોકના સમીપ બ્રહ્માજીને પ્રાપ્ત થઈ પછી ક્રમથી પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. માટે અગ્નિહોત્ર વ્રત મુક્તિનુ કારણુ છે.

॥ तार्क्ष्य उवाच ॥

क्षेत्रज्ञभूतांपरलोक भावेकर्मोदयेबुद्धिमतिमविष्टाम् । प्रज्ञांचदेवींसुभगेविमृश्यपृच्छामित्वां कासिचारुरूपे ॥२१॥

આ પ્રમાણે વાકય સાંભળી તાક્ષ્ર્ય બોલ્યા કે–આત્મ સ્વરૂપ તમે પ્રજ્ઞા છો તેથી હુ તમને પૂછું છું કે આપ કોણ છો? કર્મ અને બ્રહ્મ-તત્વમાં તમે નિવિષ્ટ છો. હે સુભગે! બન્ને તત્વોને પ્રકટનારાં જાણી હું પૂછું છું કે સુંદર રૂપવાળાં આપ કોણ છો? ॥ ૨૧ ॥

॥ सरस्वत्युवाच ॥

अग्निहोत्रा दहमभ्यागतास्मि विसर्पमाणासंस्र-यच्छेदनाय । त्वत्सन्नियोगादहमेतमन्नुवंभा-वेस्थितातथ्यमर्थंयथावत् ॥२२॥

તાક્ષ્ર્યનાં આવાં વચન સાંભળી સરસ્વતીજી બોલ્યાં કે–અગ્નિહોત્ર સત્કર્મના સકાશમાંથી હુ પર અપર વિદ્યારૂપ સરસ્વતી પ્રકટ થએલ છું. તારા પાસે આવી કર્મોની પરંપરાથી કૈવલ્ય હેતુ અથવા સગુણ બ્રહ્મ વિદ્યાને હું કહેતી થઈ છું તેથી હુ ભાવમાં સ્થિત છું. શ્રદ્ધાવાન્ અગ્નિહોત્ર વગેરે કરીને દેવતાના

પ્રસાદને પામી કર્મ ઉપાસના અને જ્ઞાન ફળોને પ્રાપ્ત થાઉં છું. ॥ ૨૨ ॥

॥ तार्क्ष्य उवाच ॥

नहित्वयासदृशीकाचिदस्ति विभ्राजसेह्यति-
मात्रंयथाश्रीः । रूपंचतेदिव्यमनंतकांतिम-
ज्ञांचदेवींसुभगेबिभर्षि ॥२३॥

તાર્ક્ષ્યે કહ્યું કે—હે સુભગે! આપના સમાન કોઈપણ રૂપ લાવણ્યવંત નથી. તમે લક્ષ્મીજીની પેઠે અત્યંત પ્રકાશિત છો, તમારૂં અપાર કાંતિવાળું દિવ્ય રૂપ છે, અને સુંદર બુદ્ધિને ધારણ કરી રહ્યાં છો. ॥ ૨૩ ॥

॥ सरस्वत्युवाच ॥

श्रेष्ठानियानिद्विपदांवरिष्ठयज्ञेषुविद्वन्नुपपाद-
यंति । तैरेवचाहंसमृद्धाभवामिचाप्यायि-
तारूपवतीचविप्र ॥२४॥

સરસ્વતીજી બોલ્યાં કે—હે દ્વિપદાં વરિષ્ઠ વિપ્ર! અત્યંત ઉત્તમ યજ્ઞોમાં શ્રેષ્ઠ યજ્ઞ ઉપાસ-

નાછે; અર્થાત્ 'અહંક્રતુરહંયજ્ઞઃ' આ ભગવદુ-
પવિષ્ટ સર્વયજ્ઞ અંગોમાં બ્રહ્મદષ્ટિકરણ છે એથી
વૃદ્ધિપામેલી અને પુષ્ટ થએલી હું રૂપવતી છું.

यच्चापि द्रव्यमुपयुज्यतेहवानस्पत्य मायसंपा-
र्थिवंवा । दिव्येनरूपेणचमन्नयाचतत्रैवसि-
द्धिरितिविद्धिविद्वन् ॥२५॥

હે વિદ્વન્! જે સમિધી આદિ, સોના આદિ,
અન્નાદિ પૂર્વોક્ત ઉપાસનાથી હોમ થાય છે
તેને મોક્ષ મળે છે. ॥ ૨૫ ॥

॥ तार्क्ष्य उवाच ॥

इदंश्रेयःपरमंमन्यमानाव्यापृच्छंतेमुनयः संम-
तीताः । आचक्ष्वमेतंपरमंविशोकंमोक्षंपरंयं
प्रविशंतिधीराः । सांख्यंयोगा.परमंयंविदं-
तिपरंपुराणंतमहंनवेद्मि ॥२६॥

તાર્ક્ષ્ય બોલ્યો કે-એજ પરમ શ્રેષ્ઠ છે એમ
માનતા સમ્યક્ વિશ્વાસવાળા મુનિઓ
ઇંદ્રિય આદિના નિગ્રહ કરે છે. તે શોક રહિત

પરમ મુક્તિને કહી જ્યાં ધીર પ્રવેશ કરે છે, સાંખ્યયોગ પણ જેને ઉત્કૃષ્ટ કહે છે તે પરમ છે, પુરાણ છે, પણ તેને હું જાણતો નથી માટે તે મને સમજાવો ? ॥ ૨૬ ॥

॥ सरस्वत्युवाच ॥

तंवैपरंवेदविदःप्रपन्नाःपरंपरेभ्यःप्रथितं पुराणम् । स्वाध्यायवंतोव्रतपुण्ययोगैस्तपोधना वीतशोकाविमुक्ताः ॥२७॥

સરસ્વતીજી બોલ્યાં કે-તે પરને વેદવિત પ્રાપ્ત થાય છે. તે પરથી પર છે, પુરાણ અર્થાત્ પહેલા પણ નવીન છે, ૐકારનો જપ કરવાવાળા વ્રત અહિંસા આદિ ચિત્તની વૃત્તિનો નિરોધ તપ એ સહિત શોકથી રહિત અને મુક્ત થએલા તે પરને પ્રાપ્ત થાય છે. ॥ ૨૭

तस्याथमध्येचेतसःपुण्यगंधाः सहस्रशाखाविपुलाविभांति । तस्यमूलात्सरितःप्रस्रवंति मधुद्रवप्रस्रवणाःप्रपण्याः ॥२८॥

આ ચિદાત્મના મધ્યમાં વેતસ વૃક્ષની પેઠે સુંદર ગંધવાળું, હજારો શાખા અર્થાત્ ભોગ સ્થાનોવાળું, પુષ્ટ બ્રહ્માંડ વૃક્ષ છે તેના મૂળ-માંથી અવિદ્યા રૂપ નદીથી નિરંતર વહેતી ભોગની વાસના ઝરે છે. ॥ ૨૮ ॥

शाखांशाखांमहानद्यःसंयांतिसिकताशयाः ।
धानाःपूपामांसशाकाःसदापायसकर्द्दमाः २९

મહા નદી વાસના પહેલી શાખા શાખા અર્થાત્ તે તે ભોગસ્થાનોને પ્રાપ્ત થાય છે અર્થત્ પોતાના પ્રવાહથી પતિત થએલા પુરૂ-ષને પ્રાપ્ત કરે છે, પુણ્યની વાસના કરતો સ્વર્ગ માં જાય છે. રેતીની પેઠે પોતાની મેળે જ અ-સંશ્લિષ્ટ પુત્ર પશુ આદિ થઇ ત્યાં શયન કરે છે; અર્થાત પુત્રાદિ વિષય છે, શેકી નાખેલા માલપુવા, માંસ શાક અને ખીરની કીચડવાળી છે એટલે શેકેલા જવની પેઠે સજાતી છે વિષય સુખ ઉપજાવતી નથી. માલપવાની પેઠે

ઘણાં છિદ્રવાળી છે, માંસની પેઠે હિંસા લભ્ય છે, પ્રાણીઓને ઉપહત ન કરતાં ભોગ નથી મળતા એવી પ્રસિદ્ધ છે, શાકની પેઠે અલ્પ સાર છે, ખીરની પેઠે મુખમાં મીઠાશ અને પાકમાં બહુજ ભારે છે અને કાદવની પેઠે ચિત્ર રૂપી વસ્ત્રને મલીન કરે છે એવા એ સંસાર વૃક્ષને મૂળમાંથી છેદી નાંખવુંજ ઉચિત છે.

यस्मिन्नग्निमुखादेवाःसेंद्राःसहमरुद्गणाः ।
ईजिरेक्रतुभिःश्रेष्ठैस्तत्पदंपरमंमम ॥३०॥

જેની પ્રાપ્તિના નિમિત્ત યોગ યજ્ઞોથી અગ્નિ આદિ જ્યાં પ્રાપ્ત થાય છે તે પરમ-ઉત્કૃષ્ટ, જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, એઓના ભાનથી શૂન્ય એવા અદ્વૈત બ્રહ્મમાં સ્થાન છે. ॥ ૩૦ ॥

ઇતિ શ્રી સરસ્વતી ગીતા સમાપ્ત.

# अथ ब्रह्मगीता प्रारंभ.

॥ ब्राह्मण उवाच ॥

अकोविदः कोविदवादवादान्वदस्यथोनातिविदांवरिष्ठः ॥ नसूरयोहिव्यवहारमेतंतत्त्वावमर्शेनसहामनंति ॥१॥

જડભરત કહે છે–હે રહૂગણુરાજા ! તું મૂર્ખ છતાં પણ વિદ્વાનના જેવી ચાલાકીથી વાતો કરે છે, પણ તેટલાથી તું મોટો વિદ્વાન્ ગણાય એમ નથી; કારણ કે વાસ્તવિક રીતે વિચાર કરતાં આ વ્યવહાર સાચો ઠરતોજ નથી એમ વિદ્વાનો કહે છે. ॥ ૧ ॥

तथैवराजन्नुरुगार्हमेधवितानविद्योरुविजृंभितेषु । नवेदवादेषुहितत्त्ववादः प्रायेणशुद्धोनुचकास्तिसाधुः ॥२॥

હે રાજા ! જેમ લોકવ્યવહાર સત્ય નથી તેમ વેદમાં કહેલો કર્મવ્યવહાર પણ સત્ય નથી.

ઘરમાં રહીને કરવાના યજ્ઞોના વિસ્તાર સંબંધી વિદ્યાઓને બહુજ લાગુ પડતાં વેદ વચનોમાં તત્વજ્ઞાનની વાત ઘણું કરીને પ્રકાશતીજ નથી; કેમકે તત્વજ્ઞાન હિંસાદિક દોષથી રહિત છે અને કર્મકાંડની વિદ્યામાં હિંસાદિક દોષ રહેલા છે. તત્વજ્ઞાનમાં રાગ-દ્વેષાદિક રહેતાં નથી અને કર્મકાંડની વિદ્યામાં રાગ-દ્વેષાદિક રહે છે. ॥ ૨ ॥

नतस्य तत्त्वग्रहणायसाक्षाद्वरीयसीरपिवाचः समासन्। स्वप्नेनिरुक्त्यागृहमेधिसौख्यंनयस्यहेयानुमितंस्वयंस्यात् ॥३॥

જેમ સ્વપ્નનું સુખ દૃશ્ય અને અનિત્ય હોવાથી મિથ્યા છે, તેમ ગૃહસ્થાશ્રમનું સુખ પણ દૃશ્ય અને અનિત્ય હોવાથી મિથ્યા છે. એનું દૃઢ અનુમાન જે માણસે પોતે ન કરેલું હોય તે માણસને વેદાંતનાં વચનો જો કે તત્વજ્ઞાનને સારૂ ઘણાંજ સરસ છે; તો પણ યથાર્થ તત્વજ્ઞાન આપી શકતાં નથી. ॥ ૩ ॥

यावन्मनोरजसापुरुषस्यसत्वेन वा तमसावा ऽनुरुद्धम् । चेतोभिराकूतिभिरातनोतिनिरं-कुशंकुशलंचेतरंवा ॥४॥

જ્યાં સુધી માણુસનું મન સત્વ, રજ અથવા તમોગુણુને વશ રહે છે ત્યાં સુધી નિરંકુશ રહીને જ્ઞાનેંદ્રિયથી અને કર્મેંદ્રિયથી પાપ-પુણ્ય કર્યા કરે છે. ॥ ૪ ॥

सवासनात्माविषयोपरक्तो गुणप्रवाहोविकृ-तःषोडशात्मा । बिभ्रत्पृथङ्नामभिरूपभेद-मंतर्बहिष्टुंचपुरैस्तनोति ॥५॥

એ મન પાપ-પુણ્યની વાસનાને લીધે વિષયોથી રંગાઇ જઇને વિષયોમાં આમતેમ ભટક્યા કરે છે. પાંચ ભૂત અને અગિયાર ઇંદ્રિયોમાં મુખ્ય તથા કામ ક્રોધાદિક અનેક વિકારવાળું એ મનજ દેવ, મનુષ્ય અને પશુ-પક્ષી વગેર અનેક દેહ અને અનેક જુદાં જુદાં નામ ધરી લે છે અને તે તે દેહને લીધે ઉંચ-

નીચપણું પણ બનાવી દે છે. ॥ ૫ ॥

दुःखंसुखं व्यतिरिक्तंच तीव्रंकालोपपन्नंफल-
माव्यनक्ति । आलिंग्य मायारचितांतरात्मा
स्वदेहिनंसंसृतिचक्रकूटः ॥६॥

ટાળ્યાં ટળે નહિ એવાં ... સમય પ્રમાણે આવીને ઉભાં રહેતા સુખ દુઃખ અને મોહને ચારે કોર પેદા કરનારૂં પણ એ મનજ છે. એ મન માયાએ બનાવેલી જીવની ઉપાધિ છે તેથી જીવને પોતાનો ખોટો અધ્યાસ કરાવી દઇને (હુંજ મન છું એમ મનાવી દઇને) સંસારરૂપ ચક્રમાં ... ભમાવી દે છે ૬

तावानयंव्यवहारः सदाविःक्षेत्रज्ञ साक्ष्योभव-
तिस्थूलसूक्ष्मः । तस्मान्मनोलिंगमदोवदंति
गुणागुणत्वस्यपरावरस्य ॥७॥

એવી રીતે જાગ્રત અને સ્વપ્નરૂપ આ આખો સંસાર મનની કલ્પનાથીજ ઉભો થયો છે અને મનના પ્રમાણમાંજ પ્રકાશ્યા કરે છે. આત્મા

એ મનથી પેદા થએલા સંસારનો માત્ર જોનાર જ હોવાથી વાસ્તવિક રીતે તેની સાથે બીજો કશો સંબંધ ધરાવતો નથી; તો પણ એ મન હું છું. એવા ખોટા અધ્યાસથી ઉંચ-નીચપણું વગેરે ધર્મો પોતામાં માની લે છે. એવી રીતે આત્માને દેહાભિમાન રૂપ અધમતા આપનારૂં જો કે મનજ છે; તો પણ દેહાભિમાનથી છુટવારૂપ ઉત્તમતા આપનારૂં પણ તે જ છે. ॥ ૭

गुणानुरक्तंव्यसनायजंतोः क्षेमायनैर्गुण्यमथो मनःस्यात् । यथाप्रदीपोघृतवर्तिमश्नन्शिखाः सधूमाभजतिह्यन्यदास्वम् ॥८॥

पदंतथागुणकर्मानुबद्धंवृत्तिर्मनः श्रयतेऽन्यत्र तत्त्वम् । एकादशासन्मनसोहिवृत्तयआकूतयः पंचधियोऽभिमानः ॥९॥

મન વિષયોમાં લાગ્યું હોય તો જીવને જન્મ મરણાદિક દુઃખ આપે છે અને તે જ મન જો વિષયોથી સાવ અળગું રહે તો મોક્ષ પણ

આપે છે. જેમ દીવો ઘીવાળી વાટને ખાધા કરતો હોય ત્યાં સુધી તેમાંથી ધૂમાડાવાળી શિખાઓ નીકળ્યા કરે છે અને ઘી તથા વાટ સઘળું બળી જાય ત્યારે ઠરી જઈને તેજરૂપ થઈ જાય છે, તે પ્રમાણે મન જ્યાં સુધી વિષયો અને કર્મોમાં લાગી રહેલું હોય છે ત્યાં સુધી તેમાં અગિયાર વૃત્તિઓ દેખાય છે અને વિષયો તથા કર્મોથી છુટું પડે ત્યારે તે બ્રહ્માકાર થઈ જાય છે. મનની વૃત્તિઓ અગિયાર છે તેઓમાં પાંચ ક્રિયારૂપ છે, પાંચ જ્ઞાનરૂપ છે અને એક અભિમાનરૂપ છે. ॥ ૮ ॥ ૯ ॥

मात्राणिकर्माणिपुरंचतासां वदंतिहैकादशवी-
रभूमीः । गंधाकृतिःस्पर्शरसश्रवांसिविसर्ग
रत्यर्त्यभिजल्पशिल्पाः ॥१०॥

હે રાજા ! પાંચ વિષય, પાંચ કર્મ અને એક પુર એ અગિયાર પદાર્થો, ઉપર કહેલી અગિયાર વૃત્તિઓની જગ્યા છે. તેઓમાં ગંધ

રૂપ, સ્પર્શ, રસ અને શબ્દ એ પાંચ વિષય સમજવા, એટલે જ્ઞાનેંદ્રિયરૂપ દ્વારથી મનની વૃત્તિઓની એ જગ્યા છે. મલોત્સર્ગ, મૈથુન, ગતિ, ભાષણ અને કારીગરી એ પાંચ કર્મ સમજવાં, એટલે કર્મેંદ્રિયરૂપ દ્વારથી મનની વૃત્તિઓની જગ્યા છે. ॥ ૧૦ ॥

एकादशंस्वीकरणंममेति शय्यामहंद्वादशमेक आहुः । द्रव्यस्वभावाशयकर्मकालैरेकादशामीमनसोविकाराः ॥ सहस्रशःशतशःकोटिशश्चक्षेत्रज्ञतोनमिथोनस्वतःस्युः ॥११॥

આગયારમું જે પુર કહ્યું તે અભિમાન (મમતા) રૂપ મનની વૃત્તિનું સ્થાનક, એટલે મારૂં છે એમ સ્વીકારેલું શરીર સમજવું. કેટલાક વિદ્વાનો એમ પણ કહે છે કે અહંકાર નામે મનની એક બારમી વૃત્તિ પણ છે અને તેની જગ્યા પણ ઉપર કહેલું શરીરજ છે. જો કે એ પ્રમાણે મુખ્યત્વે કરી મનની વૃત્તિઓ

અગિયાર ગણાય છે, તો પણ તે વૃત્તિઓ પદાર્થો, સ્વભાવ, સંસ્કાર, અદૃષ્ટ અને કાળને લીધે પોતાના પેટાના ભેદોથી સેંકડો, હજારો અને કરોડો થાય છે. હવે એ વૃત્તિઓ શાથી પેદા થાય છે એમ વિચાર કરીયે તો જીવમાંથી પેદા થવી ઘટતી નથી; કેમકે જીવ નિર્વિકાર છે. પોતપોતામાં પરસ્પરમાંથી પણ પેદા થવી ઘટતી નથી; કેમકે એમ માનવામા અન્યો-ન્યાશ્રય દોષ આવે છે, તેમ પોતે પોતામાંથી પેદા થવી પણ ઘટતી નથી; કેમકે તેમ થવામાં આત્માશ્રય દોષ આવે છે. એવી રીતે કોઈ પ્રકારથી પણ એ વૃત્તિઓની ઉત્પત્તિનું નિરૂપણ થઈ શકતું નથી માટે તે વૃત્તિઓ ખોટીજ છે એમ નિશ્ચય કરી શકાય છે. ૧૧

क्षेत्रज्ञएतामनसोविभूतीर्जीवस्य मायारचित-स्यनित्याः । आविर्हिताःक्वापितिरोहिताश्च शुद्धोविचष्टेह्यविशुद्धकर्तुः ॥१२॥

એ પ્રમાણે વિષયો અને કર્મોના સંબંધથી મનની વૃત્તિઓ ઉઠ્યા કરે છે અને તે સંબંધ જ્યારે મટે છે ત્યારે તે મન આત્માકાર થઈ જાય છે કે જે આત્મા પોતાને અપવિત્ર કરી દેનારા અને માયાએ બનાવેલા ઉપાધિરૂપ મનની પ્રવાહરૂપે નિરંતર ચાલતી એ વૃત્તિઓને શુદ્ધ રહીને જોયા કરે છે. જાગ્રત અને સ્વપ્ન અવસ્થામાં એ વૃત્તિઓને પ્રકટ થએલી જાણનાર અને સુષુપ્તિમાં તિરોહિત થએલી જાણનાર અર્થાત્ ત્રણે અવસ્થાનો સાક્ષી એ આત્મા છે. ॥ ૧૨ ॥

क्षेत्रज्ञआत्मापुरुषःपुराणः साक्षात्स्वयंज्योति रजःपरेशः । नारायणोभगवान्वासुदेवःस्व माययात्मन्यवधीयमानः ॥१३॥

જે આત્મા છે તે જ પુરાણપુરૂષ, સ્વયંપ્રકાશ, અજન્મા અને સર્વના સ્વામી સાક્ષાત્ પરબ્રહ્મ છે. ભગવાન. નારાયણ અને વાસુદેવ પણ

એજ છે. પોતાની માયાથી ઈશ્વરરૂપે એજ સર્વને નિયમમાં રાખે છે. ॥ ૧૩ ॥

यथाऽनिलः स्थावरजंगमानामात्मस्वरूपेण निविष्टईशेत् । एवंपरोभगवान्वासुदेवः क्षेत्रज्ञआत्मेदमनुप्रविष्टः ॥१४॥

જેમ વાયુ પ્રાણરૂપથી પ્રવેશ કરી સ્થાવર અને જંગમને નિયમમાં રાખે છે તેમ ક્ષેત્રજ્ઞ ભગવાન વાસુદેવ પણ આત્મસ્વરૂપથી પ્રવેશ કરી વિશ્વને નિયમમાં રાખે છે. ॥ ૧૪ ॥

नयावदेतांतनुभृन्नरेंद्रविधूयमायांवयुनोदयेन। विमुक्तसंगोजितषट्सपत्नो वेदात्मतत्त्वंभ्रमतीहतावत् ॥१५॥

હે રહૂગણ રાજા ! સંગ માત્ર છોડી દઈને છ ઇંદ્રિયોરૂપ શત્રુઓને જીતીને તથા જ્ઞાનના ઉદયથી આ જોવામા આવતી સઘળી માયાને ટાળીને પ્રાણી જ્યાં સુધી પોતાના સ્વરૂપને જાણતો નથી ત્યાં સુધી સંસારમાં ભટકયા કરેછે.

नयावदेतन्मन आत्मलिंगंसंसारतापावपनंज-
नस्य । यच्छोकमोहामयरागलोभवैरानुबं-
धंममतांविधत्ते ॥१६॥

શોક, મોહ, રોગ, રાગ, લોભ, વૈર અને મમતા કરાવનાર તથા સ્વરૂપની ઉપાધિરૂપ એ મનજ લોકોને સંસારના તાપનું મૂળ છે એમ જ્યાં સુધી પ્રાણી જાણતો નથી ત્યાં સુધી સંસારમાં ભટક્યા કરે છે. ॥ ૧૬ ॥

भ्रातृव्यमेनंतदद्भ्रवीर्यमुपेक्षयाऽध्येधितम-
प्रमतः । गुरोर्हरेश्चरणोपासनास्त्रोजहिव्यली-
कंस्वयमात्ममोषम् ॥१७॥

એટલા માટે હે રાજા ! તું પોતે પણ એ મનરૂપ શત્રુ કે જે, જેમ જેમ ઉપેક્ષા રાખી તેમ તેમ વધતો જાય છે, મહા બળવાન છે, અને જુઠો છતાં પણ સ્વરૂપ ભૂલાવી દેનાર છે તેને સાવધાન રહી ભગવાનરૂપ ગુરૂના ચરણની ઉપાસનારૂપ અસ્ત્રથી હણી નાખ. ૧૭

इतिश्रीभागवतेमहापुराणे पंचमस्कंधान्तर्गते
जडभरतरहूगण संवादे ब्रह्मगीता समाप्तम्.

# अथ जीवनमुक्तगीता प्रारंभ.

जीवनमुक्तिश्चयामुक्तिःसामुक्तिःपिण्डपातने ।
यामुक्तिःपिण्डपातेनसामुक्तिःशुनिशूकरे ॥१

જીવન મુક્તિરૂપ જે મુક્ત છે તે મુક્તિ જો શરીરના પડવાનેજ માની જાય તો તે શરીર પાતરૂપ મુક્તિ ભૂંડ, કુતરાં વગેરે સર્વને પ્રાપ્ત થઇ શકે છે અર્થાત્ શરીરથી જીવનો સંબંધ છૂટવો તેને જીવન્મુક્તિ કહેવાતી નથી, પણ શરીર છતાં વિષયાદિનો ત્યાગ કરી બ્રહ્મ તત્વને સમજી નિર્વિકારી થઇ વિચરે છે તેને જીવન્મુક્ત કહેવાય છે ॥ ૧ ॥

जीवःशिवःसर्वमेवभूतेष्वेवंव्यवस्थितः ।
एवमेवाभिपश्यन्हिजीवन्मुक्तःसउच्यते ॥२

આ શિવરૂપ જીવ સમસ્ત જીવોમાં ચિદાનંદરૂપથી કાયમ છે–એ પ્રકારે જોનાર મનુષ્ય જીવનમુક્ત કહેવાય છે અર્થાત્ જીવ અને

ઇશ્વરને ભેદ રહિત દૃષ્ટિથી જોનાર પુરૂષ જીવન્મુક્ત કહેવાય છે. ॥ ૨ ॥

एवंब्रह्मजगत्सर्वमखिलंभासतेरविः ।
संस्थितंसर्वभूतानांजीवनमुक्तःसउच्यते ॥३

જે પ્રકારે સૂર્ય નારાયણ પોતાના કિરણોદ્વારા અખિલ બ્રહ્માંડને પ્રકાશિત કરે છે તેજ પ્રકારે ચૈતન્યરૂપ બ્રહ્મ જીવ સ્વરૂપ થઇને સમસ્તનો પ્રકાશક થઇને સર્વત્ર વ્યાપક છે આ પ્રકારના જ્ઞાનને જીવન્મુક્ત કહેવાય છે. ॥ ૩ ॥

एकधाबहुधाचैवदृश्यतेजलचन्द्रवत् ।
आत्मज्ञानीतथैवैकोजीवन्मुक्तःसउच्यते ॥४

જેમ કે અદ્વિતીય ચંદ્રમા ઘટાદિ અનેક જળાશયોમાં વિવિધ રૂપોથી પ્રતિબિંબ બતાવે છે; પરંતુ ખરી રીતે જોતાં તે ચંદ્રમા એકજ છે, પણ અનેક નથી; તેમજ આત્મા અનેક શરીરમાં જુદાં જુદાં રૂપોથી પ્રતિબિંબવત્ પ્રકાશિત થાય છે, પણ વસ્તુતઃ આત્મા

એકજ છે. એમ જે જાણે છે તેવા આત્મજ્ઞાનીને જીવન્મુક્ત કહેવાય છે. ॥ ૪ ॥

सर्वभूतेस्थितंब्रह्मभेदाभेदोनविद्यते ।
एकमेवाभिपश्यँश्चजीवन्मुक्तःसउच्यते ॥५॥

જે આત્મા સર્વ પ્રાણીઓમાં સ્થિત, બ્રહ્મસ્વરૂપ જાણે છે, જે ભેદ અને ભેદથી રહિત અર્થાત્ જીવાત્મા અને પરમાત્મામાં અભેદ દૃષ્ટિ રાખનાર જ્ઞાન દૃષ્ટિથી તેને એકરસ દેખે છે, તેને જીવન્મુક્ત કહે છે. ॥ ૫ ॥

तत्वंक्षेत्रंव्योमातीतमहंक्षेत्रज्ञउच्यते ।
अहंकर्त्ताचभोक्ताचजीवन्मुक्तःसउच्यते ॥६

પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ આ મહાપંચભૂત તત્વોથી અતીત દેહને ક્ષેત્રલિંગ દેહ કહે છે. એ દેહનુ ક્ષેત્રજ્ઞ હુંજ છું અને સમસ્તનો કર્ત્તા તથા ભોક્તા પણ હુંજ છું એમ જાણનાર જ્ઞાનીને જીવન્મુક્ત કહેવો યોગ્ય છે. ॥ ૬ ॥

कर्मेन्द्रियपरित्यागीध्यानावर्जितचेतसः ।
आत्मज्ञानीतथैवेकोजीवन्मुक्तःसउच्यते ॥७

જેણે પાંચ કર્મેંદ્રિયોને પોતાને વશ કરી લીધી તથા જેણે મનને ધ્યાનાદિ અનુષ્ઠાનો દ્વારા નિવૃત્ત કરી આત્મામાં લીન કરી લીધો છે તે આત્મજ્ઞાનીને જીવન્મુક્ત કહે છે. ॥ ૭ ॥

शारीरंकेवलंकर्मशोकमोहादिवर्जितम् ।
शुभाशुभपरित्यागीजीवन्मुक्तःसउच्यते ॥८

જેણે શોક--મોહાદિ વર્જીત શારીરિક કર્માનુષ્ઠાનને સ્વીકારેલ છે અને શુભાશુભનો પરિત્યાગ કરેલ છે તેને જીવન્મુક્ત કહે છે. ॥ ૮

कर्मसर्वत्रआदिष्टंनजानामिचकिञ्चन ।
कर्मब्रह्मविजानातिजीवन्मुक्तःसउच्यते ॥९

શાસ્ત્રપ્રતિપાદિત કર્મકાંડ રહિત થઈ તે કર્મોને બ્રહ્મરૂપ જાણે છે તે જીવન્મુક્ત કહેવાય છે. ॥ ૯ ॥

चिन्मयंव्यापितंसर्वमाकाशंजगदीश्वरम् ।
सहितंसर्वभूतानांजीवन्मुक्तःसउच्यते ॥१०

જ્ઞાન સ્વરૂપ આકાશની પેઠે સર્વ વ્યાપક જગદિશ્વર તથા સર્વ ભૂતોને ચૈતન્ય કરનાર આત્મજ્ઞાનીને જીવન્મુક્ત કહે છે. ॥ ૧૦ ॥

अनादिवर्त्तीभूतानांजीवःशिवोनहन्यते ।
निर्वैरःसर्वभूतेषुजीवन्मुक्तःसउच्यते ॥११॥

સમસ્ત પ્રાણી માત્રમાં વૈરરહિત શિવરૂપ જીવાત્માને સમસ્ત પ્રાણીઓના અનાદિવર્તી જાણનારને જીવન્મુક્ત કહે છે. ॥ ૧૧ ॥

आत्मागुरुस्त्वंविश्वंचचिदाकाशोनलिप्यते ।
गतागतंद्वयोर्नास्तिजीवन्मुक्तःसउच्यते ॥१२

ચિત્તરૂપ તથા સમસ્તનો પરમાત્માજ સંપૂર્ણ બ્રહ્માંડનો પાલન કર્ત્તા થઈને પણ સંસારમાં લિપ્ત થતો નથી અર્થાત્ સંસાર અને આત્મામાં ભેદ રહિતપણું માને છે તથા અદ્વિતીય છે એમ જાણનારને જીવન્મુક્ત કહે છે.

गर्भध्यानेनपश्यन्तिज्ञानिनांमनउच्यते ।
सोऽहंमनोविलीयन्तेजीवन्मुक्तःसउच्यते ॥

અન્તરના ધ્યાનદ્વારા જ્ઞાની જનોના મનને જે આત્માનો સ્પર્શી હોય અને તે પરમાત્મામાં હું છું એવી ભાવનાદ્વારા પરમાત્મામાં મનને લીન કરે તેવા જ્ઞાનીને જીવન્મુક્ત કહે છે. ૧૩

ऊर्ध्वंध्यानेनपश्यन्तिविज्ञानंमनउच्यते ।
शून्यंलयंचविलयंजीवन्मुक्तःसउच्यते ॥१४

જે સમાધિમાં સ્થિત થઈ મનને શૂન્ય, લય, અને વિલય એ ત્રણ માર્ગેથી સંયુક્ત કરેલ છે તેને જીવન્મુક્ત કહે છે. ॥ ૧૪ ॥

अभ्यासेरमतेनित्यंमनोध्यानलयंगतम् ।
बन्धमोक्षद्वयंनास्तिजीवन्मुक्तःसउच्यते १५

જેનું મન નિરંતર શ્રવણ મનન નિદિધ્યાસનદ્વારા ધ્યાનમાં લયને પ્રાપ્ત થઈ ગએલ છે અને જે બંધ તથા મોક્ષ એ બંનેથી રહિત છે તેને જીવનમુક્ત કહે છે. ॥ ૧૫ ॥

एकाकीरमतेनित्यंस्वभावगुणवर्जितम् ।
ब्रह्मज्ञानरसास्वादीजीवन्मुक्तःसउच्यते १६

જે નર અદ્વિતીય થઈને નિરંતર સ્વાભાવિક ગુણોનો પરિત્યાગ કરી બ્રહ્મજ્ઞાન રૂપ રસનો સ્વાદ અનુભવે છે તેને જીવનમુક્ત કહે છે.

हृदिध्यानेनपश्यन्तिप्रकाशंक्रियतेमनः ।
सोहंहंसेतिपश्यन्तिजीवन्मुक्तःसउच्यते १७

જેણે ઉપર કહેલા પ્રકારેથી પોતાના હૃદયમાં મનને પ્રકાશરૂપ જાણીને તે પરમાત્મા હું જ છું તથા ધ્યાનદ્વારા પોતાને હંસરૂપ જાણેલ છે તેને જીવનમુક્ત કહે છે. ॥ ૧૭ ॥

शिवशक्तिसमात्मानंपिण्डब्रह्माण्डमेवच ।
चिदाकाशंहृदंमोहंजीवन्मुक्तःसउच्यते ॥१८

શિવશકિતના સમાન દેહરૂપ ક્ષુદ્ર બ્રહ્માંડ તથા ચરાચરાત્મક બ્રહ્માંડ એ બંનેને એકજ જાણીને હાર્દિક મોહને નિશ્ચય પ્રકારે ત્યજી દીધેલ છે તેને જીવનમુક્ત કહે છે. ॥ ૧૮ ॥

जाग्रत्स्वप्नसुषुप्तिश्चतुरीयावस्थितंसदा ।
सोऽहंमनोविलीयेतजीवन्मुक्तःसउच्यते १९

જેનું મન સોહં ઈત્યાદિ ઉપાસનાઓ દ્વારા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓનું અતિક્રમણ કરી તુરીયા અવસ્થામાં પ્રાપ્ત થઈ પરમાત્મામાં લીન થએલ છે તેને જીવન્મુક્ત કહે છે. ॥ ૧૯ ॥

सोऽहंस्थितंज्ञानमिदंसूत्रेषुमणितुल्वरम् ।
सोऽहंब्रह्मनिराकारंजीवन्मुक्तःसउच्यते २०

નિરાકાર જે બ્રહ્મ છે તે જ સોહં અને સોહંના જ્ઞાન સૂત્રમાં મણિયોની પેઠે સ્થિતિમાન છે તથા તે જ આત્મા હું છું એમ સોહંદ્વારા જીવ અને આત્મામાં અભેદ જાણનારને જીવન્મુક્ત કહે છે. ॥ ૨૦ ॥

मनएवमनुष्याणांभेदाभेदस्यकारणम् ।
विकल्पनैवसंकल्पंजीवन्मुक्तःसउच्यते ॥२१

સંકલ્પ અને વિકલ્પાત્મક આ મનજ સમસ્ત પ્રાણી સમૂહના ભેદ અને અભેદનું કારણ છે, આવી રીતે જે જાણે છે તેઓજ જીવન્મુક્ત છે. ॥ ૨૧ ॥

मनएवविदुःप्राज्ञाःसिद्धसिद्धान्तएवच ।
सदादृढंतदामोक्षोजीवन्मुक्तःसउच्यते ॥ २२

પંડિતોનો એ સિદ્ધાંત છે કે વિશ્વાસનું કારણ ચિત્તજ છે. પૂર્વે કહેલા ગુણોમાં દૃઢતા છે તે જ મુક્તિનું કારણ છે, એવા નિશ્ચયવાળાઓને જીવન્મુક્ત કહે છે. ॥ ૨૨ ॥

योगाभ्यासीमनःश्रेष्ठामन्तस्त्यागीबहिर्जडः ।
अन्तस्त्यागीबहिस्त्यागीजीवन्मुक्तः सउच्यते

યોગાભ્યાસ મનને ઉત્તમ જાણવું. એજ મન જ્યારે અંતરને ત્યજી બ્રહ્મમાં રમણ કરે છે ત્યારે તે જડરૂપજ રહે છે; પરંતુ અભ્યંતર અને બાહ્ય એ બન્ને ભેદોને ત્યજી દેનાર પુરૂષો છે તેને જીવન્મુક્ત કહે છે.

ઇતિ શ્રી જીવન્મુક્ત ગીતા સંપૂર્ણ.

# अथ अगस्त्यगीता प्रारंभ.



सृष्टेःप्रागेकएवासीर्निर्विकल्पोऽनुपाधिकः ।
त्वदाश्रयात्वद्विषयामायातेशक्तिरुच्यते ॥१॥

અગસ્ત્ય મુનિ શ્રી રામને કહે છે-હે પરમાત્મન્! સૃષ્ટિના પહેલાં તમારામાં માયારૂપ ઉપાધિનો સંબંધ ન રહેવાથી આ જગતમાં પ્રપંચ ઉત્પન્ન થયો ન હતો, તે કાળમાં તેમજ ગુણોથકીપર એકલા પદાર્થ હતા, બીજો કોઇ પણ પદાર્થ ન હતો. ॥ ૧ ॥

त्वामेवनिर्गुणंशक्तिरावृणोतियदातदा ।
अव्याकृतमितिप्राहुर्वेदांतपरिनिष्ठिताः ॥२॥

જ્યારે સૃષ્ટિ કાળમાં તમારી શક્તિરૂપ માયા તમને ધકકેલે છે, ત્યારે વેદાંતી લોકો તે શકિતને તમારી 'અવ્યાકૃત' શક્તિ કહે છે ૨

मूलप्रकृतिरित्येकेप्राहुर्मायेतिकेचन ।
अविद्यासंसृतिर्बंधइत्यादिबहुधोच्यते ॥३॥

સાંખ્યાચાર્યે તે શક્તિને મૂળ પ્રકૃતિ કહેલ છે. કેટલાક પંડિતો અવિદ્યા સંસાર અને બંધન એ પ્રકારનાં અનેક નામોથી તે શક્તિને પોકારે છે. ॥ ૩ ॥

त्वयासंक्षोभ्यमाणासामहत्तत्त्वंभमूयते ।
महत्तत्त्वादहंकारस्त्वयासंचोदितादभूत् ॥४॥

મૂળ પ્રકૃતિથી બુદ્ધિતત્ત્વ ઉત્પન્ન થયું. તે બુદ્ધિતત્ત્વનું બીજું નામ મહત્તત્ત્વ છે, મહત્તત્ત્વથી અહંકાર ઉત્પન્ન થયો. ॥ ૪ ॥

अहंकारोमहत्तत्त्वसंभूतस्त्रिविधोऽभवत् ।
सात्त्विकोराजसश्चैवतामसश्चैतिभण्यते ॥५॥

અહંકાર ત્રણ પ્રકારનો છે. સાત્વિક, રાજસી અને તામસી. અર્થાત્ મૂળ પ્રકૃતિમાં, સત્વગુણ, રજોગુણ અને તમોગુણ હોવાથી તે થકી ઉત્પન્ન થએલ મહત્તત્ત્વમાં પણ આ ત્રણ પ્રકારના ગુણ લાગી જાય છે. ક્રમવાર મહત્તત્ત્વમાં હોવાને લીધે અહંકારમાં પણ કારણના

ગુણાનુસાર આ ત્રણે ગુણ ઉત્પન્ન થાય છે. ૫

तामसात्सूक्ष्मतन्मात्राण्यासन्भूतान्यतःपरम् ।
स्थूलानिक्रमशोरामक्रमोत्तरगुणानिह ॥६॥

તામસાહંકારથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ અને પાંચ સૂક્ષ્મ તન્માત્રા ઉત્પન્ન થઇ, સૂક્ષ્મ તન્માત્રાથી સ્થૂળ પંચભૂત ઉત્પન્ન થયાં; અર્થાત્ શબ્દથી આકાશ, શબ્દ અને સ્પર્શથી વાયુ, શબ્દ, સ્પર્શ અને રૂપથી તેજ શબ્દ, સ્પર્શ, રૂપ અને રસથી જળ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચની પૃથ્વી ઉત્પન્ન થઈ. ॥ ૬ ॥

राजसानींद्रियाण्येवसात्त्विकादेवतामनः ।
तेभ्योऽभवत्सूत्ररूपंलिंगंसर्वगतंमहत् ॥७॥

રાજસાહંકારથી ઇન્દ્રિયો ઉત્પન્ન થઇ, તેમાં નાક, હાથ, પગ, ગુદા અને લિંગ એ પાંચ કર્મેંદ્રિય છે અને આંખ, કાન, ત્વચા, રસના અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેન્દ્રિય છે—સાત્વિકા-

હંકારથી નેત્રોના અધિષ્ઠાતા સૂર્ય, શ્રોત્રના દિશા, ત્વચાનો પવન, રસનાના વરૂણ, અને ઘ્રાણના અશ્વિનીકુમાર છે. વાક્ઇન્દ્રિયના દેવતા અગ્નિ, હાથના ઇન્દ્ર, પગના વિષ્ણુ, ગુદાના મિત્ર અને લિંગના દેવતા બ્રહ્મા છે. ઇન્દ્રિયોના આ દેવતા અને મનોરૂપ અન્તરિન્દ્રિય ઉત્પન્ન થઈ. સૂક્ષ્મ તન્માત્રારૂપ અહંકારના કાર્યથી સૂક્ષ્મ સમષ્ટિરૂપ હિરણ્યગર્ભનામક, લિંગ શરીર કે જેનું બીજું નામ સૂત્ર છે તે ઉત્પન્ન થયું. ॥ ૭ ॥

ततोविराट्समुत्पन्नःस्थूलाद्भूतकदंबकात् ।
विराजात्सर्वजगत्स्थावरजंगमम् ॥८॥

તે સૂત્રથી સ્થૂળ સમષ્ટિરૂપ વિરાટ પુરૂષ ઉત્પન્ન થયા. વિરાટ પુરૂષથી સ્થાવર જંગમ સર્વ ઉત્પન્ન થએલ છે. ॥ ૮ ॥

देवतिर्यक्मनुष्याश्चकालकर्मक्रमेणतु ।
त्वंरजोगुणतोब्रह्माजगतःसर्वकारणम् ॥९॥

તેમાં દેવતા, તિર્યક્યોનિ અને મનુષ્ય રૂપ જંગમ પદાર્થ કાળની સહાયતાથી ભાગ્યને વશ થઈને ઉત્પન્ન થએલ છે. હે જગદિશ્વર! આ જગતમાં આપના વગર કાંઈપણ નથી. કહી તમે રજોગુણ રૂપ ઉપાધિના સંયોગથી બ્રહ્મા થઇને સર્વ જગતને નિર્માણ કરો છો. ૯

सत्त्वाद्विष्णुस्त्वमेवास्यपालकःपठ्यसे ।
लयेरुद्रस्त्वमेवास्यत्वन्मायागुणभेदतः ॥१०

કદી સત્વગુણના યોગથી વિષ્ણુ રૂપથી પંડિતોદ્વારા જગતના પાલક થઈ જાઓ છો. પ્રલયકાળમાં તમોગુણમય રૂદ્રરૂપી થઇને સર્વ સંસારનો સંહાર કરો છો. ॥ ૧૦ ॥

जाग्रत्स्वप्नसुषुप्त्याख्यास्तयोबुद्धिजैर्गुणैः ।
तासांविलक्षणो रामस्त्वंसाक्षीचिन्मयोऽव्ययः

જ્યારે પ્રાણિયોની બુદ્ધિમાં સત્વગુણનું અવલમ્બન થાય છે, ત્યારે તેની જાગ્રતાવસ્થા, જ્યારે રજોગુણ અવલમ્બન થાય છે, ત્યારે

સ્વપ્નાવસ્થા અને જ્યારે તમોગુણનું અવલમ્બન થાય છે, ત્યારે તેની સુષુપ્તિ અવસ્થા થાય છે. હે રામ! તમે સાક્ષી સ્વરૂપ થઇને તેની આ સર્વ વ્યવસ્થાને જુવો છો. આપની અવસ્થા કોઇ કાળમાં બદલાતી નથી; કેમકે તમે નિત્ય ચૈતન્ય સ્વરૂપ છો. ॥ ૧૧ ॥

सृष्टिलीलांयदाकर्तुमीहसेरघुनंदन ।
अंगीकारोषिमायांत्वंतदावैगुणवानिव ॥१२

હે રઘુનંદન! જ્યારે તમે જગતમાં સૃષ્ટિરૂપ લીલા કરવાનો અભિલાષ કરો છો, તે કાળમાં માયા તમારૂં અવલમ્બન કરે છે. હે પરમાત્મન્! તમે નિર્ગુણ છો; પરંતુ માયામાં મળી જવાથી સગુણના સમાન તમારો પ્રકાશ થાય છે.

राममायाद्विधाभातिविद्याविद्येतितेसदा ।
प्रवृत्तिमार्गनिरताअविद्यावशवर्तिनः ॥
निवृत्तिमार्गनिरतावेदांतार्थविचारकाः ॥१३
त्वद्भक्तिनिरतायेचतेवैविद्यामयाःस्मृताः ।

अविद्यावशगायेतुनित्यंसंसारिणश्चते ।
विद्याभ्यासरतायेतुनित्यमुक्तास्तएवहि ॥१४

હે રામ! તમારી માયા બે પ્રકારની છે, એકનું નામ અવિદ્યા, અને બીજીનું નામ વિદ્યા છે. અવિદ્યાને વશ થએલા લોક પ્રવૃત્તિ માર્ગમાં રત રહે છે, એ માટે એની મુક્તિ થતી નથી. ધીરે ધીરે સંસારિક બંધન તેને લાગી જાય છે વિદ્યાને વશ થએલા લોકો નિવૃત્તિ માર્ગમાં રત રહીને તમારામાં દૃઢ ભક્તિ પ્રાપ્ત કરી લે છે, તેથી તેઓને મોક્ષ થઈ જાય છે. ૧૩-૧૪

लोकेत्वद्भक्तिनिरतास्त्वन्मंत्रोपासकाश्चये ।
विद्याप्रादुर्भवेत्तेषांनेतरेषांकदाचन ॥१५॥

જે લોક ભક્તિ સહિત તમારા મંત્રનો જપ કરે છે, તે જ વિદ્યાને વશ થાય છે, પણ બીજા વશ થતા નથી. ॥ ૧૫ ॥

अतस्त्वद्भक्तिसंपन्नामुक्ताएवनसंशयः ।
त्वद्भक्त्यमृतहीनानांमोक्षःस्वप्नेऽपिनोभवेत् ॥

એ માટે તમારા મંત્રની ઉપાસના કરવાવાળા ભક્તોની નિશ્ચય મુક્તિ થશે. જે પુરૂષોની તમારામાં ભક્તિ નથી તેઓની સ્વપ્નમાં પણ મુક્તિ થતી નથી. ॥ ૧૬ ॥

किंरामबहुनोक्तेनसारंकिंचिद्ब्रवीमिते ।
साधुसंगतिरेवात्रमोक्षहेतुरुदाहृता ॥१७॥

હે રામ! વિશેષ શું કહેવું? આતો થોડાજ સાર કહું છું કે સાધુ પુરૂષોનો સંગજ કેવળ મોક્ષનું કારણ છે. ॥ ૧૭ ॥

साधवःसमचित्तायेनिःस्पृहाविगतैषिणः ।
दांताःप्रशांतास्त्वद्भक्तानिवृत्ताखिलकामनाः

જે જે સમ્પદ વિપદમાં સમાન ચિત્તવાળા છે તેઓને કોઈ વાતની ઈચ્છા નથી. તપના ક્લેશને સહન કરવાવાળા, શાંતિના ગુણનો આશ્રય કરવાવાળા, ઇંદ્રિયોને જીતવાવાળા, અને મનને વશમાં કરવાવાળા જે તમારા ભક્ત છે, જેણે સમસ્ત કામનાઓનો ત્યાગ કર્યો છે તે જ સાધુ છે. ॥ ૧૮ ॥

इष्टप्राप्तिविपत्त्योश्चसमाःसंगविवर्जिताः ।
संन्यस्ताखिलकर्माणःसर्वदाब्रह्मतत्पराः १९

જે હર્ષ વિષાદના સમયમાં હર્ષિત વા શોકાતુર નથી, સદા નિર્જન સ્થાનમાં કામના રહિત થઇને બ્રહ્મની ચિંતા કરે છે, ॥ ૧૯ ॥

यमादिगुणसंपन्नाःसंतुष्टायेनकेनचित् ।
सत्संगमोभवेद्यर्हित्वत्कथाश्रवणेरतिः ॥२०

અને સંયમાદિ અનેક ગુણોથી યુક્ત છે, તે ગમે તે પ્રકારે સંતુષ્ટ થઈ જાય છે. હે રામ! એવા સાધુ પુરૂષોનો સત્સંગ જ્યારે મળી જાય છે, ત્યારે આપની કથા શ્રવણ કરવામાં પ્રીતિ ઉપજે છે. ॥ ૨૦ ॥

समुदेतिततोभक्तिस्त्वयिरामसनातने ।
त्वद्भक्तावुपपन्नायांविज्ञानंविपुलंस्फुटम् २१

હે સનાતન રામ! અનુરાગ થવાથી તમારામાં દઢ ભક્તિ થાય છે અને ભક્તિ થવાથી નિર્મળ જ્ઞાન થાય છે. ॥ ૨૧ ॥

उदेतिमुक्तिमार्गोऽयमाद्यश्चतुरसेवितः ।
तस्माद्राघवसद्भक्तिस्त्वयिमेप्रेमलक्षणा ॥२२
सदाभूयाद्धरेसंगस्त्वद्भक्तेषुविशेषतः ।
अद्यमेसफलंजन्मभवत्संदर्शनादभूत् ॥२३॥

જ્ઞાન થવાથી અવશ્ય મુક્તિ મળે છે. પંડિત લોકો આ પ્રધાન મુક્તિ માર્ગનુંજ સેવન કર્યા કરે છે. હે રાઘવ! હે હરિ! હું તમારી પ્રાર્થના કરૂં છું કે તમે મારી પ્રેમરૂપ ભક્તિ અને સાધુઓનો મુખ્યત્વે કરીને તેમાં પણ તમારા ભક્તોનો સંગ થાય. આજ તમારા દર્શનથી મારો જન્મ સફળ થયો. ૨૨-૨૩

अद्यमेक्रतवःसर्वेबभूवुःसकलाःप्रभो ।
दीर्घकालंमयातप्तमनन्यमतिनातपः ॥
तस्येहतपसोरामफलंतवयदर्चनम् ॥२४॥

આજ મારા કરેલા યાગ યજ્ઞાદિ પણ સફળ થયા, ઘણા કાળથી એકાંત ચિત્તથી જે તપ મેં કર્યું હતું તે તપનું ફળ એ મળ્યું કે આજ

હું આપની પ્રત્યક્ષ પૂજા કરૂં છું. ॥ ૨૪ ॥

सदामेसीतयासार्धंहृदयेवसराघव ।

गच्छतस्तिष्ठतोवापिस्मृतिःस्यान्मेसदात्वयि ॥

હે રામ ! તમારી હું પ્રાર્થના કરૂં છું કે, તમે દેવી સીતાજીના સહિત મારા હૃદયમાં સદા વાસ કરો અને મને ચાલતાં, ફરતાં તથા બેસતાં હૃદયમાં બરોબર આપનું સ્મરણ થાઓ. ॥ ૨૫ ॥

इति श्रीमदध्यात्मरामायणेउमामहेश्वर सं·
.वादेअरण्यकांडांतर्गतअगस्त्यगीतासमाप्तम्:
•

# अथ काश्यपगीता प्रारंभ.



अत्राप्युदाहरन्तीमागाथानित्यंक्षमावताम् ।
गीताःक्षमावतांकृष्णेकाश्यपेनमहात्मना ॥१

ધર્મ પુત્ર યુધિષ્ઠિર દ્રૌપદી પ્રત્યે કહેવા લા-ગ્યા કે-હે કૃષ્ણે! નિરંતર ક્ષમાવંતોની પ્રશં-સાને મુનિ જનો પણ કથે છે. જે મહાત્માં કાશ્યપજીએ ક્ષમાવંતોના વચમાં ગાન કરેલ છે. તે કહું છું સાંભળો. ॥ ૧ ॥

क्षमाधर्मःक्षमायज्ञःक्षमावेदाःक्षमाश्रुतम् ।
यएतदेवजानातिससर्वंक्षंतुमर्हति ॥२॥

ક્ષમા વિષેજ સર્વ ધર્મો રહેલ છે અર્થાત્ ક્ષમા રહિત જે જે ધર્મો કરવામાં આવે છે તે તે અનર્થ કરનાર નિવડે છે. ક્ષમાજ યજ્ઞ છે, ક્ષમાજ વેદ છે ક્ષમાજ શ્રુત છે, અર્થાત્ ક્ષમાજ પવિત્ર શાસ્ત્રોનું શ્રવણ છે. જે ધર્માદિ

ફળની ચાહના કરનારા આ પ્રકારે જાણે છે તે સર્વ પ્રકારે ક્ષમાને યોગ્ય છે અર્થાત્ વિષમ કટુ વાકયોને સહન કરી શકે છે. ૨

क्षमाब्रह्मक्षमासत्यंक्षमाभूतंचभाविच ।
क्षमातपःक्षमाशौचंक्षमयेदंधृतंजगत् ॥३॥

ક્ષમાજ બ્રહ્મ છે, ક્ષમાજ પરબ્રહ્મને પ્રાપ્ત કરનાર છે, ક્ષમાજ સંચિત કરેલું તપ છે, ક્ષમાજ ભાવિથી રક્ષણ કરે છે, ક્ષમાંજ બહાર અભ્યંતરની શુદ્ધિકારક સદ્ય પ્રયોગ છે; વિશેષ શું કહેવું ? આ સંસારજ ક્ષમાએ ધારણ કરેલ છે. ॥ ૩ ॥

अतियज्ञविदांलोकान्क्षमिणःप्राप्नुवन्तिच ।
अतिब्रह्मविदांलोकानतिचापितपस्विनाम् ४

યજ્ઞને જાણનારાઓને જે લોક પ્રાપ્ત થાય છે તે લોક કરતાં ક્ષમાવાળાઓને ઉર્ધ્વલોક પ્રાપ્ત થાય છે, ને વેદ જાણનારાઓને જે લોક પ્રાપ્ત થાય છે તે લોકથી ઉપરના લોકને ક્ષમાવાળા પ્રાપ્ત કરી શકે છે અને તપસ્વી લોકો કરતાં

પણ ક્ષમાવાળાને ઉચ્ચલોક પ્રાપ્ત થાય છે. ૪

अन्येवैयजुषांलोकाःकर्मिणामपरेतथा।
क्षमावतांब्रह्मलोकेलोकाःपरमपूजिताः ॥५॥

ત્રેતાગ્નિ સાધકોને અન્ય લોક તથા કુવા વાવડી વગેરે લોકોપકારાર્થે બનાવનારાઓ પણ અન્યલોકને પામે છે; પરંતુ ક્ષમાવાળાઓને તો બ્રહ્મલોકમાં પરમપૂજ્ય લોક મળે છે. ૫

क्षमातेजस्वीनांतेजःक्षमाब्रह्मतपस्विनाम् ।
क्षमासत्यंसत्यवतांक्षमायज्ञःक्षमाशमः ॥६॥

ક્ષમા તેજવંતોનું તેજ છે, તપસ્વિઓનું તપ છે, સત્યલોકનું સત્ય છે તથા ક્ષમાજ યજ્ઞ છે, ક્ષમાજ શાંતિ છે અર્થાત્ સંસાર નિવર્ત્તકરૂપ સિદ્ધ સાધન કેવળ ક્ષમાજ છે. ॥ ૬ ॥

तांक्षमांतादृशींकृष्णेकथमस्मद्विधस्त्यजेत् ।
यस्यांब्रह्मचसत्यंचयज्ञालोकाश्चधिष्ठिताः ७

હે દ્રૌપદી! જે ક્ષમામાં બ્રહ્મ સત્ય અને ઉત્તમ લોક સ્થિત છે તે ઉત્તમ પ્રકારની ક્ષમા-

ને મારા જેવો પુરૂષ શી રીતે ત્યાગી શકે ?

क्षन्तव्यमेवसततंपुरुषेणविजानता ।
यदाहिक्षमतेसर्वंब्रह्मसंपद्यतेतदा ॥८॥

વિશેષે કરીને જે જાણકાર પુરૂષ હોય તેને નિરંતર ક્ષમા રાખવીજ યોગ્ય છે. જ્યારે મન પ્રાણ ઇંદ્રિયોના દુર્ઘટ વેગને સહન કરે છે, ત્યારેજ ઇશ્વર પ્રાપ્ત થાય છે વા ઇશ્વરતા પ્રાપ્ત થાય છે. ॥ ૮ ॥

क्षमावतामयंलोकःपरश्चैवक्षमावताम् ।
इहसन्मानमृच्छन्तिपरत्रचशुभांगतिम् ॥९॥

જે ક્ષમાવાળો પુરૂષ છે તેને આ લોક પણ સુખદાતા છે અને પરલોક પણ સુખદાતા છે; કેમકે આ લોકમાં પણ સહનશીલ પુરૂષને સન્માન મળે છે અને પરલોકમાં પણ તે ઉત્તમ ગતિ પામે છે માટે ઉભય લોકમાં સુખદાતા ક્ષમાજ છે. ॥ ૯ ॥

येषांमन्युर्मनुष्याणांक्षमयाऽभिहतःसदा ।

तेषांपरतरेलोकास्तस्मात्क्षांतिःपरामता ॥१०

જે જનોનો ક્રોધ દરેક વખતે ક્ષમાવડે કરીને શાંત થાય છે તેઓને સત્ય લોકમાં ઉત્તમ લોક અર્થાત્ મહાન્ ભોગ્ય પદાર્થો પ્રાપ્ત થાય છે. ॥ ૧૦ ॥

इतिगीताःकाश्यपेनगाथानित्यंक्षमावताम् ।
श्रुत्वागाथाःक्षमायास्त्वंतुष्यद्रौपदिमाक्रुधः ॥

નિરંતર ક્ષમાવાળાઓને માટે કશ્યપજીએ આ ગીતા કહેલી છે અર્થાત્ ક્ષમાની પ્રશંસા ગાએલી છે તે હે દ્રૌપદી! તું શ્રવણ કરીને પ્રસન્ન થા અને ક્રોધનો ત્યાગ કર. ॥ ૧૧ ॥

पितामहःशांतनवःक्षमांसंपूजयिष्यति ।
कृष्णश्चदेवकीपुत्रःक्षमांसंपूजयिष्यति ॥१२॥
आचार्योविदुरःक्षत्ताशममेववदिष्यतः ।
कृपश्चसंजयश्चैवशममेववदिष्यतः ॥१३॥
सोमदत्तोयुयुत्सुश्चद्रोणपुत्रस्तथैवच ।
पितामहश्चनोव्यासःशमंवदतिनित्यशः ॥१४

કેમકે ભીષ્મ પિતામહ પણ ક્ષમાનીજ પ્રશંસા કરે છે, દેવકીનંદન શ્રી કૃષ્ણ પણ ક્ષમાની પ્રશંસા કરે છે, દ્રોણાચાર્ય અને વિદુરજી તથા કૃપાચાર્ય, સંજય, સોમદત્ત–યુયુત્સુ, અશ્વત્થામા અને મારા દાદા વેદવ્યાસજી પણ હંમેશાં શાંતિ–ક્ષમાનેજ વખાણે છે. ૧૨–૧૪

सुयोधनोनार्हतीतिक्षमामेवंनविन्दति ।
अर्हस्तत्राहमित्येवंतस्मान्मांविन्दतेक्षमा १५

સુયોધન રાજ્યને યોગ્ય નથી એ હેતુ માટે ક્ષમાને પ્રાપ્ત નથી થતો; પણ હું રાજ્યને યોગ્ય છું માટે ક્ષમાને પ્રાપ્ત થયો છું. ૧૫

एतदात्मवतांवृत्तमेषधर्मःसनातनः ।
क्षमाचैवानृशंस्यंचतत्कर्तास्म्यहमंजसा ॥१६

આત્મજ્ઞાનીઓનું ક્ષમા એજ વ્રત છે, ક્ષમા એજ સનાતન ધર્મ છે માટે ક્ષમા અને દયાભાવ તત્વથી ક્ષમા તથા અનૃશંસપણાને હું કરૂં છું. ॥ ૧૬ ॥

परैस्ताडितस्यापितत्ताडनसमर्थस्य ।
चित्तेक्षोभानुत्पत्तिःक्षमा ॥१७॥

શત્રુઓએ માર માર્યો હોય અને પોતે શત્રુઓને મારવા સમર્થ હોય; છતાં તેના મનમાં ક્રોધ ન ઉત્પન્ન થાય તેનું નામ ક્ષમા છે. ॥ ૧૭ ॥

इतिश्री काश्यपगीता समाप्तम् ॥

ઇતિ શ્રી કશ્યપ ગીતા સમાપ્ત.

# अथ तत्त्वबोधगीता प्रारंभ.

॥ श्री महादेव उवाच ॥

किंभीरुशोचसिव्यर्थंशोकस्याविषयंपतिम् ।
पतिस्तवायंदेहोवाजीवोवावदतत्त्वतः ॥१॥

શ્રી મહાદેવજી કહે છે કે—હે ગીરિજા ! મહા અભિમાની વાલી વાનરને પરમાત્મા શ્રી રામચંદ્રજીએ વધ કર્યો તેથી તેની સ્ત્રી તારા મહાવિલાપ કરતી પતિના શબ સમીપ આવી અને વિલાપ કરવા લાગી ત્યારે તેનો મોહ દૂર કરવા શ્રી રામચંદ્રજીએ કહ્યું કે—હે ભીરૂ ! શોકના અવિષય રૂપ અર્થાત્ શોકના સ્થાનરૂપ નથી એવા પતિનો તું વ્યર્થ શોક શા માટે કરે છે ? હે કલ્યાણી ! આ દેહ તારો પતિ છે, વા જીવ તારો પતિ છે ? એ વિચારીને કહે. ॥ ૧ ॥

पंचात्मकोजडोदेहस्त्वङ्मांसरुधिरास्थिमान्

कालकर्मगुणोत्पन्नःसोऽप्यास्तेऽद्यापितेपुरः

જો દેહને પતિ માનતી હોય તો આ જડ દેહ, ત્વચા, માંસ, રૂધિર અને હાડકાંમય છે, તે પંચમહાભૂતનો દેહ કાળ અને ગુણથી ઉત્પન્ન થએલ છે. તે દેહ હજી સુધી તારી પાસે પડયો છે. ॥ ૨ ॥

मन्यसेजीवमात्मानंजीवस्तर्हिनिरामयः ।
नजायतेनम्रियतेनतिष्ठतिनगच्छति ॥३॥

જો તું જીવને પોતાનો પતિ માનતી હોય તો પણ શોક કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી; કેમકે જીવ નિર્વિકાર છે, તેની ઉત્પત્તિ નથી, મરણ નથી તેમજ તે સ્થિર રહેતો નથી અને ગમન પણ કરતો નથી. ॥ ૩ ॥

नस्त्रीपुमान्वाषंढोवाजीवःसर्वगतोऽव्ययः ।
एकएवाद्वितीयोऽयमाकाशवदलेपकः ।
नित्योज्ञानमयःशुद्धःसकथंशोकमर्हति ॥४॥

જીવ, સ્ત્રી, પુરૂષ અને નપુંસક કાંઈ નથી.

કેવળ સર્વ વ્યાપી નિર્વિકાર હોવાથી એકજ છે, તેમાં બીજો ભાવ નથી, તે આકાશના સમાન સર્વ વ્યાપક રહીને પણ અલિપ્ત છે, તેનું સ્વરૂપ ત્રણે કાળમાં નષ્ટ ન થવાવાળું જ્ઞાનમય તથા શુદ્ધ છે તો, તે શી રીતે શોક કરવા યોગ્ય છે? ॥ ૪ ॥

॥ तारोवाच ॥

देहोऽचित्काष्ठवद्रामजीवोनित्यश्चिदात्मकः ।
सुखदुःखादिसंबंधःकस्यस्याद्राममेवद ॥५॥

આવાં વચન સાંભળી તારાએ કહ્યું કે—હે શ્રી રામ! જે દેહ કાષ્ટના સમાન જડ અને નાશવાન છે, તથા આત્મબળ, અવિનાશી અને ચૈતન્ય સ્વરૂપ છે. તો હે શ્રી રામ! પછી સુખ દુઃખનો સંબંધ કોને થાય છે તે આપ મને કહો. ॥ ૫ ॥

॥ श्रीराम उवाच ॥

अहंकारादिसंबंधोयावद्देहेंद्रियैःसह ।
संसारस्तावदेवस्यादात्मनस्त्वविवेकिनः ॥६

શ્રી રામચંદ્રજી કહે છે કે જ્યાં સુધી દેહ અને ઇંદ્રિયોની સાથે 'હુ અને મારૂં' એ અભિમાન અર્થાત્ અહંતા લાગેલી છે એટલે એ પ્રકારે બુદ્ધિના વિષય અહંકારાદિકની સાથે સર્વનો સંબંધ છે, ત્યાં સુધી અજ્ઞાનવાળા અંતઃકરણથી આત્માને સંસાર થાય છે. ૬

मिथ्यारोपितसंसारोनस्वयंविनिवर्तते ।
विषयान्ध्यायमानस्यस्वप्नेमिथ्यागमोयथा ७

સદા વિષયોનુંજ ધ્યાન કરવાવાળા મનુષ્યને સ્વપ્નમાં અનેક પદાર્થ દેખાય છે, સ્વપ્નમાં દેખાવી વસ્તુ વાસ્તવમાં મિથ્યા હોય છે; તો પણ જાગત સુધી તે પદાર્થ અસત્ય જણાતા નથી, એ દૃષ્ટાન્તાનુસાર મિથ્યામાં આરોપિત કર્યો અને કલ્પિત છે, એ યથાર્થ છે; તોપણ વગર વિચારે નિવૃત્ત થવાવાળો નથી. ॥૭॥

अनाद्यविद्यासंबंधात्तत्कार्याहंकृतेस्तथा ।
नाशोऽनर्थकोऽपिस्याद्रागद्वेषादिसंकुलः ८

વાસ્તવમાં નિરર્થક-અત્યંત મિથ્યાભૂત તથા રાગ-દ્વેષાદિ વિકારોથી સંપૂર્ણ ભરેલ આ સંસાર અનાત્મ-જડ વસ્તુ ઉપર આત્મબુદ્ધિ ઠરાવવાથી, અને તે અજ્ઞાનનું કાર્ય જે અહંકાર છે, તે તેથી ઉત્પન્ન થાય છે. ॥ ૮ ॥

मनएवहिसंसारोबंधश्चैवमनःशुभे ।
आत्मामनःसमानत्वमेत्यतद्गतबंधभाक् ॥९॥

હે કલ્યાણી ! આ મનજ સંસારનું મૂળ કારણ છે, મનજ સુખ દુઃખાદિ ભોગ તથા બંધનનું કારણ છે, પણ તે આત્મા મનોગત સુખ દુઃખાદિ ભોગોને ભોગવનારો ન છતાં મનની સાથે સમાનતાને પ્રાપ્ત થાય છે. ૯

यथाविशुद्धःस्फटिकोऽलक्तकादिसमीपगः ।
तत्तद्वर्णयुगाभातिवस्तुतोनास्तिरंजनम् ॥१०

જેમ શુદ્ધ સ્ફટિકમણિ સ્વભાવથીજ શ્વેતવર્ણ છતાં પણ લાખની સાથે રહેવાથી તે પ્રમાણેનાજ રંગનો જણાય છે, પરંતુ તેમાં

રંગ વાસ્તવમાં તે નથી. ॥ ૧૦ ॥

बुद्धींद्रियादिसामीप्यादात्मनःसंसृतिर्बलात् ।
आत्मास्वलिंगंतुमनःपरिगृह्यतदुद्भवान् ॥११
कामाञ्जुषन्गुणैर्बद्धःसंसारेवर्ततेऽवशः ।
आदौमनोगुणान्सृष्ट्वाततःकर्माण्यनेकधा १२

તે પ્રમાણેજ બુદ્ધિ તથા ઇંદ્રિયાદિકોના સમીપ હોવાથી આત્મા ઉપર બળાત્કારથી સંસારનો આરોપ કરાય છે. આત્મા પોતે પોતાને અનુમાન કરવાનું જે સાધન મન છે, તેનો સ્વીકાર કરે છે તથા જ્ઞાની થઇને તે મનથી ઉત્પન્ન થવાવાળા વિષયોના ભોગ કર્યાં કરે છે, તેની પાછળ તેને મનના રાગ-દ્વેષાદિ ગુણોદ્વારા બંધાઇ જવાથી પરાધીન થઇને સંસારમાં રહેવું પડે છે. પ્રથમતઃ મન રાગ-દ્વેષાદિ ગુણ ઉત્પન્ન કરીને પછી ગુણોના યોગથી નાના પ્રકારનાં કર્મ નિર્માણ કરે છે. ॥૧૧-૧૨॥

शुक्ललोहितकृष्णानिगतयस्तत्सयानतः ।

एवंकर्मवशाज्जीवोभ्रमत्याभूतसंप्लवम् ॥१३

તે કર્મનાં શુકલ-હિંસા રહિત, જપ, ધ્યાન ઇત્યાદિક, લોહિત-હિંસાથી યુક્ત યજ્ઞ યાગાદિ, અને કૃષ્ણ, પાપકર્મ એ ત્રણ ભેદ છે. તે કર્મની ગતિ પણ પ્રત્યેકને તેની યોગ્યતા પ્રમાણે પૃથક્ પૃથક્ ઉત્તમ, મધ્યમ અને અધમ છે. એ પ્રકારે જીવ તે કર્મના આધીન થઈને પ્રલયકાળ પર્યંત ભ્રમણ કર્યા કરે છે. ॥૧૩॥

सर्वोपसंहृतौजीवोवासानाभिःस्वकर्मभिः ।
अनाद्यविद्यावशगस्तिष्ठत्यभिनिवेशतः ॥१४

તેના અંતઃકરણાદિ ઉપર 'આ મોત છે' એવા પૂર્ણગ્રહ થાય છે એ માટે પ્રલયકાળમાં જગત્ નાશ થયા છતાં પણ તે વાસના અને પોતાનાં કરેલાં કર્મોની સાથે વર્ત્તમાન, તે અંતઃકરણાદિની આદિ કારણ જે અવિદ્યા છે તેમાં લીન થઈને રહે છે. ॥ ૧૪ ॥

सृष्टिकालेपुनःपूर्ववासनामानसैःसह ।

जायतेपुनरप्येवंघटीयंत्रमिवावशः ॥१५॥

પછી નવી સૃષ્ટિ ઉત્પન્ન થવા સમયે જેમ અનાજ વર્ષાકાળ પછી બીજરૂપમાં લીન થઇને બીજી વર્ષા ઋતુમાં પાછું ઉત્પન્ન થાય છે, તેમજ તે જીવ પ્રાચીન વાસના અને કર્મોની સાથે જન્મ લે છે, એ પ્રમાણે તે રેંટમાં બાંધેલ ઘરેડના સમાન પરાધીન થઇને જન્મ મરણની પરંપરા ભોગવ્યા કરે છે. ॥ ૧૫ ॥

यदापुण्यविशेषेणलभतेसंगतिंसताम् ।
मद्भक्तानांसुशान्तानांतदामद्विषयामतिः १६
मत्कथाश्रवणेश्रद्धादुर्लभाजायतेततः ।
ततःस्वरूपविज्ञानमनायासेनजायते ॥१७॥

પછી આગળ કોઈ પ્રસંગથી વા કોઈ વિશેષ પુણ્ય કર્મના પ્રભાવથી પૂર્ણ શાન્ત તથા મારૂં ભજન કરવામાં સદા તત્પર સત્પુરૂષોના સમાગમથી જીવની મતિ મારા વિષયમાં થાય છે; અર્થાત્ ઈશ્વર મહાન, શક્તિમાન્ અને

સર્વ કર્તા છે, એવી બુદ્ધિ થાય છે. તે બુદ્ધિ થતાંજ મારી કથાના વિષે એવી શ્રદ્ધા થાય છે, જે બીજાઓને દુર્લભ છે, તેથી અનાયાસે જ મારા સ્વરૂપના જ્ઞાનનું સાધન વૈરાગ્ય થાય છે અર્થાત્ વિષય તુચ્છ લાગે છે. તે વિજ્ઞાનથી વિષયોનું સુખ જણાવા લાગે છે. એ પ્રકારે નિત્યાનિત્ય ઈત્યાદિના વિવેકવાળો વૈરાગ્ય થાય છે. ॥ ૧૬-૧૭ ॥

तदाचार्यप्रसादेनवाक्यार्थज्ञानतःक्षणात् ।
देहेंद्रियमनःप्राणाहंकृतिभ्यःपृथक्स्थितम् ॥
स्वात्मानुभवतःसत्यमानंदात्मानमद्वयम् ।
ज्ञात्वासद्योभवेन्मुक्तःसत्यमेवमयोदितम् १९

વૈરાગ્ય થતાંજ આચાર્ય-ગુરૂના પ્રસાદથી તત્ત્વમસિ ઇત્યાદિ મહાવાકયના અર્થ જ્ઞાનના શ્રવણ મનનરૂપ ઉત્સાહથી વારંવાર પવિત્ર કર્મ કરતાં દેહ, ઇંદ્રિય, મન, પ્રાણ અને અહંકારથી પૃથક રહીને, ત્રણે કાળમાં પણ નષ્ટ

ન થવાવાળા, આનંદમય તથા દ્વૈત રહિત છે, એવું પ્રત્યક્ષ અને અનુભવ સિદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરી લે છે, તે જ્ઞાન થતાંજ તત્કાળ મુક્તિ પામે છે. હે તારા ! આ યથાર્થ પ્રકાર મેં તને નિવેદન કરેલો છે. ॥ ૧૮-૧૯ ॥

एवंमयोदितंसम्यगालोचयतियोऽनिशम् ।
तस्यसंसारदुःखानिनस्पृशंतिकदाचन ॥ २०

જે મનુષ્ય મારા આ કહેલા જ્ઞાનનો નિત્ય વિચાર કરે છે, તેને સંસારનાં દુઃખ કદી ભોગવવાં પડતાં નથી. ॥ ૨૦ ॥

त्वमप्येतन्मयाप्रोक्तमालोचयविशुद्धधीः ।
नस्पृश्यसेदु.खजालैःकर्मबंधाद्विमोक्ष्यसे २१

હે તારા ! જો તું મારા આ ઉપદેશનો સૂક્ષ્મ વિચાર કરીશ તો તારી બુદ્ધિ નિર્મળ થશે, તને દુઃખ સમૂહનો સંપર્ક લાગશે નહિ, અને પાછળથી કર્મના બંધનોથી મુક્તિ મળી જશે.

पूर्वजन्मनितेसुभ्रूकृतामद्भक्तिरुत्तमा ।
अतस्तवविमोक्षायरूपंमेदर्शितंशुभे ॥२२॥

હે સુંદરી ! તારાં મહાભાગ્ય છે. પહેલા જન્મમાં તેં મારી ઉત્તમ પ્રકારની ભક્તિ કરી હતી, એ માટે તને મોક્ષ દેવાને મેં આ વિશ્વરૂપ દર્શન દીધાં. ॥ ૨૨ ॥

ध्यात्वामद्रूपमनिशामालोचयमयोदितम् ।
प्रवाहपतितंकार्यंकुर्वंत्यपिनलिप्यसे ॥२३॥

તુ નિરંતર મારા સ્વરૂપનું ધ્યાન અને ઉપદેશનું ચિંત્વન કરતી રહે. એથી સંસારના પ્રવાહમાં કાર્ય કરવા છતાં પણ એમાં લિપ્ત થઇશ નહિ. ॥ ૨૩ ॥

श्रीरामेणोदितंसर्वंश्रुत्वातारातिविस्मिता ।
देहाभिमानजंशोकंत्यक्त्वानत्वारघूत्तमम् २४

શ્રી રામચંદ્રજીનું સમસ્ત ભાષણ સાંભળીને તારા પરમ વિસ્મયને પ્રાપ્ત થઇ. દેહ ઉપર અભિમાન હોવાથી-' વાલી મારો પતિ છે ' એમ જણાવાથી તેને શોક થયો હતો, પણ હવે તેણે શોકને છોડી દીધો, અને શ્રી રામચંદ્રજીને પ્રણામ કર્યાં. ॥ ૨૪ ॥

आत्मानुभवसंतुष्टाजीवन्मुक्ताबभूवह ।
क्षणसंगममात्रेणरामेणपरमात्मना ॥२५॥

શ્રી મહાદેવજી કહે છે-હે પાર્વતિ! પ્રભુ શ્રી રામચંદ્રજીના એક ક્ષણવારના સમાગમનું કેટલું ફળ છે તે તો જુઓ! તારાને પોતાના સ્વરૂપનો અનુભવ થવાથી ઉત્પન્ન થવા વાળો આનંદ અને જીવનમુક્તિની પ્રાપ્તિ થઈ. ॥૨૫॥

अनादिबंधंनिर्धूयमुक्तासापिविकल्मषा ।
सुग्रीवोऽपिचतच्छ्रुत्वारामवक्त्रात्समीरितम् ॥
जहावज्ञानमखिलंस्वस्थचित्तोऽभवत्तदा २६

તેના અંતઃકરણના મળ દૂર થઈ ગયા અને તે અનાદિ અવિદ્યાના બંધનને છોડી મુક્તિને પ્રાપ્ત કરવા લાગી. શ્રી રામચંદ્રજીના મુખથી નીકળેલ આ ઉપદેશ વચન કાનમાં પડતાં સુગ્રીવનું પણ સર્વ અજ્ઞાન દૂર થઈને ચિત્ત તત્કાળ સાવધાન યુક્ત થઈ ગયું. ॥૨૬॥

ઇતિ તત્ત્વબોધ ગીતા સમાપ્ત.

# अथ धर्मव्याधगीता प्रारंभ.

॥ व्याध उवाच ॥

विज्ञानार्थंमनुष्याणांमनःपूर्वंप्रवर्तते ।
तत्प्राप्यकामंभजतेक्रोधंचद्विजसत्तम ॥१॥

વ્યાધ બોલ્યો-હે દ્વિજોત્તમ! મહા અંધકારમાં વિદ્યમાન ઘટ-આદિને જાણવાને માટે ઘડાના કાણાના બહાર નીકળેલી દીવાની જ્યોતિની પેઠે બ્રહ્મમાં વિદ્યમાન રૂપો આદિ જાણવાને માટે ઇંદ્રિયોના છિદ્ર-દ્વારા બહાર પ્રાપ્ત થયે તૈજસ મન પહેલાં પ્રાપ્ત થાય છે તે રૂપ આદિ વિજ્ઞાન થઇને જાણવા યોગ્ય અર્થમાં કામ, રાગ, દ્વેષ એઓને સેવે છે. ॥ ૧ ॥

ततस्तदर्थंयततेकर्मचारभतेमहत् ।
इष्टानांरूपगन्धानामभ्यासंचनिषेवते ॥२॥

પછી તેઓને માટે ઉપાય કરે છે, મોટાં મોટાં કાર્યો આદરે છે, વાંછિત રૂપ ગંધનો

અભ્યાસ કરે છે. ॥ ૨ ॥

ततोरागःप्रभवतिद्वेषश्चतदनन्तरम् ।
ततोलोभःप्रभवतिमोहश्चतदनन्तरम् ॥३॥
ततोलोभाभिभूतस्यरागद्वेषहतस्यच ।
नधर्मेजायतेबुद्धिर्व्याजाद्धर्मंकरोतिच ॥४॥

પછી રાગ થાય છે, પછી દ્વેષ થાય છે, પછી લોભ થાય છે, પછી મોહ થાય છે, પછી લોભથી તિરસ્કાર અને રાગદ્વેષથી હણાયો હોવાથી ધર્મ માં બુદ્ધિ ઉપજતી નથી પણ કપટપણે ધર્મ કરે છે. ॥ ૩-૪ ॥

व्याजेनचरतेधर्ममर्थंव्याजेनरोचते ।
व्याजेनसिध्यमानेषुधनेषुद्विजसत्तम ॥५॥
तत्रैवरमतेबुद्धिस्ततःपापंचिकीर्षति ।
सुहृद्भिर्वार्यमाणश्चपंडितैश्चद्विजोत्तम ॥६॥

કુટિલતાથી ધર્મ કરે છે, કુટિલતાથી ધન કમાય છે, કુટિલતાથી સિધ્ધમાન થયેલા ધનોમાંજ હે દ્વિજવર ! ત્યાં બુદ્ધિની રમણતા

થાય છે, તેથી પછી પાપ કરવાની ઇચ્છા કરે છે, જો કે પાપકૃત્ય માટે પોતાના મિત્રો અને શુભેચ્છક પંડિત જનો મનાઈ પણ કરે છે; તથાપિ કોઈના કહેવા ઉપર લક્ષ આપતો નથી.

उत्तरंश्रुतिसंबद्धंब्रवीत्यश्रुतियोजितम् ।
अधर्मस्त्रिविधस्तस्यवर्ततेरागदोषजः ॥७॥

હું અસંગ છું, હું ઉદાસીન છું, એવાં પદોને શમ–આદિથી શૂન્ય થયો કહે છે. અસંગપણાને શબ્દથીજ જુવે છે, તેના રાગ દોષથી પ્રકટ થએલા ત્રણ પ્રકારના અધર્મ વર્તે છે. ૭

पापंचिंतयतेचैवब्रवीतिचकरोतिच ।
तस्याधर्मप्रवृत्तस्यगुणानश्यन्तिसाधवः ॥८॥

પાપનુંજ ચિંતવન કરે છે, પાપનાંજ કથન કરે છે અને પાપકૃત્યોજ કરે છે. અધર્મમાં પ્રવૃત્ત થએલા શમ–આદિ ગુણો નાશ થઇ જાય છે. ॥ ૮ ॥

एकशीलैश्चमित्रत्वंभजंतेपापकर्मिणः ।

सतेनदुःखमाप्नोतिपरत्रचविपद्यते ॥९॥

પોતાના જેવાનીજ મિત્રતા કરે છે તેને પાપ કર્મ વાળાઓ સેવે છે તેના વડે કરીને તે દુઃખ પામે છે અને પરલોકમાં પણ અશાંતિ ભોગવે છે. ॥ ૯ ॥

पापात्मा भवति ह्येवं धर्मलाभं तुमेश्रृणु ।
यस्त्वेतान्प्रज्ञयादोषान्पूर्वमेवानुपश्यति ॥१०
कुशलःसुखदुःखेषुसाधुश्चाप्युपसेवते ।
तस्य साधुसमारंभाद्बुद्धिर्धर्मेषु राजते ॥११

આ પ્રકારે પાપાત્મા થઇ જાય છે, મારાથી ધર્મ લાભને સાંભળી એ દોષોને બુદ્ધિથી પહેલાં જુવે છે. તે સુખ દુઃખોમાં કુશળ છે અને સાધુ જનોને ભજે છે તેની સાધુઓના સમાગમથી ધર્મોમાં બુદ્ધિ પ્રકાશિત થાય છે.

इदं विश्वं जगत्सर्वमजय्यं चापि नित्यशः ।
महाभूतात्मकं ब्रह्म नातः परतरं भवेत् १२

આ પ્રત્યક્ષ-આદિ પ્રમાણુથી સિદ્ધ સંપૂર્ણ સમસ્ત સ્થાવર અને જંગમ સંસાર કર્મથી લભ્ય છે. સર્વ પ્રકારથી આ સંપૂર્ણ આત્મા છે. ત્યાં કોઇ શંકા કરે કે-પશુ બંધ સવ લોકોને જીતે છે, કર્મજન્ય જગતને કેવા પ્રકારે સાંભળેલ છે? સમાધાન કે-ત્રિવિધ પરિચ્છેદ શૂન્ય વસ્તુ બ્રહ્મ આકાશ-આદિ મહાભૂત જીવ અને આનંદરૂપ ઇશ્વર એ ત્ર-યાત્મક છે. ॥ ૧૨ ॥

॥ ब्राह्मण उवाच ॥

सत्वस्य रजसश्चैव तमसश्च यथातथम् ।
गुणांस्तत्वेन मेब्रूहि यथावदिहपृच्छतः १३

આ પ્રમાણે વ્યાધનાં વાકય સાંભળી બ્રાહ્મણે કહ્યું કે-સત્, રજ અને તમના યથાર્થ ગુણોને તત્વથી પૂછવાવાળા મને યથા યોગ્ય કહો.

॥ व्याध उवाच ॥

हंत ते कथयिष्यामि यन्मांत्वं परिपृच्छसि ।
एषांगुणानपृथक्त्वेननिबोध गदतोमम १४

मोहात्मकंतमस्तेषांरजएषांप्रवर्तकम् ।
प्रकाशबहुलत्वाच्चसत्वंज्यायइहोच्यते ॥१५

વ્યાધ બોલ્યો કે–હે બ્રહ્મન્! એઓમાં તમ મોહરૂપ છે, રજ એઓને પ્રવૃત્ત કરાવે છે અને પ્રકાશની બાહુલ્યતાથી સત્ અત્યંત ઉત્તમ છે. ॥ ૧૪–૧૫ ॥

अविद्याबहुलोमूढःस्वप्नशीलोविचेतनः ।
दुर्हृषीकस्ततोध्यस्तः सक्रोधस्तामसोऽलसः

વિશેષ અવિદ્યાવાળો, મૂર્ખ, ઘણું સુઈ રહેનારો, વિચેતન, દુષ્ટ ઇંદ્રિયોવાળો, અંધારાથી યુક્ત અને આળસુ હોય અર્થાત્ એટલાં લક્ષણોએ કરીને જે યુક્ત હોય તે તમોગુણી સમજવો. ॥ ૧૬ ॥

प्रवृत्तवाक्योमंत्रीचयोनराग्र्योऽनसूयकः ।
विधित्समानोविप्रर्षेस्तब्धोमानीसराजसः ॥

વાક્ય કહેવામાં પ્રવૃત્ત, મંત્રિ, મનુષ્યોમાં શ્રેષ્ઠ, પારકા દોષો ન દેખનારો, વિશેષ તૃષ્ણા-

વાળો, નમસ્કાર ન કરતો હોય અને મહત્વ અભિમાનવાળો હોય તો જાણવું કે તે રજોગુણી છે. ॥ ૧૭ ॥

प्रकाशबहुलोधीरोनिर्विधित्सोऽनसूयकः ।
अक्रोधनोनरोधीमान्दांतश्चैवससात्त्विकः१८

વિશેષ પ્રકાશવાળો, ધૈર્યવાન, તૃષ્ણાથી રહિત, પરદોષો તરફ દુર્લક્ષ દેખાડનાર, અક્રોધી, બુદ્ધિમાન્ અને ઇંદ્રિયોનું દમન કરનારો હોય તો જાણવું કે તે સત્વગુણી છે. આ પ્રમાણે ત્રણે ગુણોના વિચાર કહ્યા. ૧૮

॥ इति धर्मव्याधगीता समाप्तम् ॥

ઇતિ ધર્મવ્યાધ ગીતા સમાપ્ત.

# अथ अष्टादशश्लोकीगीता प्रारंभ.



॥ अर्जुन उवाच ॥

निमित्तानिचपश्यामिविपरीतानिकेशव ।
नचश्रेयोनुपश्यामिहत्वास्त्वजनमाहवे ॥१॥

અર્જુન કહે છે—હે કેશવ! હાથથી ગાંડીવ ધનુષ સરી જાય છે, તેમજ મારી ત્વચા બળે છે, તથા મન ભમ્યા કરતું હોય એમ જણાય છે. અને મારૂં શરીર સ્થિર થવાને સમર્થ થતું નથી તથા વિપરીત નિમિત્તોને જોઉં છું; કારણ કે યુદ્ધમાં પોતાના સ્વજન—બાન્ધવોને મારીને કલ્યાણને જોતો નથી અર્થાત્ પોતાનાજ પૂજ્ય અને કુટુમ્બીઓને મારવાથી મારૂં કલ્યાણ થાય તેમ હું જોતો નથી, પણ અકલ્યાણજ જોઉં છું. ॥ ૧ ॥

॥ श्री भगवानुवाच ॥

योगस्थःकुरुकर्माणिसंगंत्यक्त्वाधनंजय ।

सिद्धयसिद्धयोःसमोभूत्वासमत्वंयोगउच्यते

આ પ્રમાણે અર્જુનનું બોલવું સાંભળી શ્રી કૃષ્ણ ભગવાન બોલ્યા કે-હે ધનંજય ! તું યોગમાં રહી ફળની ઈચ્છાને ત્યાગ કરી તથા ફળની પ્રાપ્તિ અને અપ્રાપ્તિમાં હર્ષ વિષાદથી રહિત થઇને કર્મોને કર. હર્ષ વિષાદથી રહિત થવું તે યોગ કહેવાય છે; અર્થાત્ તું યોગમાં સ્થિર થઈ સ્વર્ગાદિ ફળની ઈચ્છારૂપ સંગનો હું આ કર્મનો કર્ત્તા છું એ પ્રકારના કર્ત્તાપણાના આગ્રહનો, વેદોક્ત કર્મના સ્વર્ગાદિ ફળ પ્રાપ્તિમાં હર્ષનો અને સ્વર્ગાદિ ફળોની અપ્રાપ્તિમાં ખેદનો પરિત્યાગ કરીને કેવળ ઈશ્વર આરાધનની બુદ્ધિવડે કર્મ કર. ॥ ૨ ॥

कर्मेंद्रियाणिसंयम्ययआस्तेमनसास्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मामिथ्याचारःसउच्यते ३

જે મૂર્ખ પુરૂષ કર્મેન્દ્રિયોને કબજે કરી શબ્દાદિ વિષયોને મનવડે સ્મરણ કરતો નથી તે

મિથ્યા આચારવાળો કહેવાય છે. અર્થાત્ મેં સર્વ કર્મનો સંન્યાસ કરેલો છે એવું અભિમાન કરીને સવ કર્મથી રહિત થાય છે તે પુરૂષ મિથ્યા આચારવાળો કહેવાય છે. ૫ ૩ ૫

श्रद्धावाँल्लभतेज्ञानंतत्परःसंयतेंद्रियः ।
ज्ञानंलब्ध्वापरांशांतिमचिरेणाधिगच्छति ४

શ્રદ્ધાવાળો પુરૂષ ગુરૂની ઉપાસનામાં તત્પર તથા જીતેન્દ્રિય પુરૂષ જ્ઞાનને પામે છે. જ્ઞાનને પામીને તત્કાળ કૈવલ્ય શાંતિને પામે છે. અર્થાત્ શ્રદ્ધાવાન જીતેંદ્રિય અને તત્પરતાવાળો હોય તે જ જ્ઞાનને પામે છે, પણ તે વિના અન્ય જન પામતો નથી. ॥ ૪ ॥

यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधोयःसदामुक्तएवसः ॥५

બહાર રહેલા વિષયોને બહાર રાખીને, તથા આંખને બે ભ્રૂકુટીના મધ્યમાંજ સ્થિર કરીને પ્રાણ, અપાન બેઉનો સમાન નાસિકાની અંદર

ગતિ કરનાર કરીને જીતેલાં છે ઇંદ્રિય મન અને બુદ્ધિ જેણે, નિવૃત્ત થએલાં છે ઇચ્છા ભય અને ક્રોધ જેનાં અને મોક્ષમાં પરાયણ એવો જે મનનશીલ પુરૂષ તે સદૈવ મુક્તજ છે.

युक्ताहारविहारस्ययुक्तचेष्टस्यकर्मसु ।
युक्तस्वप्नावबोधस्ययोगोभवतिदुःखहा ॥६॥

નિયમથી આહાર તથા વિહાર કરનારા, પ્રણવ જપાદિ કર્મોમાં નિયમથી પ્રવૃત્તિવાળા, નિયમથી નિદ્રા તથા જાગવાવાળા પુરૂષને તે સમાધિરૂપ યોગ, દુઃખને નાશ કરનાર થાય છે; અર્થાત્ આહાર વિહારાદિના નિયમોથી રહિત પુરૂષને તે સમાધિરૂપ યોગ સિદ્ધ થતો નથી. ॥ ૬ ॥

दैवीह्येषागुणमयीमममायादुरत्यया ।
मामेवयेप्रपद्यंतेमायामेतांतरंतिते ॥७॥

મારી આ સત્વાદિ ગુણરૂપ પ્રસિદ્ધ દૈવી માયા દુઃખથી ઉલ્લંઘન થાય એવી છે માટે જે

પુરૂષો મનેજ સાક્ષાત્કાર કરે છે તે પુરૂષોજ આ માયાને તરે છે; અર્થાત્ જે પુરૂષો મારે શરણે આવે છે તે જ પુરૂષ મારી માયાને તરે છે. ॥ ૭ ॥

अग्निर्ज्योतिरहःशुक्लःषण्मासाउत्तरायणम् ।
तत्रप्रयातागच्छंतिब्रह्मब्रह्मविदोजनाः ॥८

જે માર્ગમાં તેજરૂપ અગ્નિ, દિવસ, શુકલપક્ષ, માસરૂપ ઉત્તરાયણ ઈત્યાદિક રહેલું છે તે માર્ગમાં ગતિ કરેલા સગુણ બ્રહ્મના ઉપાસક મનુષ્યો તે સગુણ બ્રહ્મને પામે છે. ॥ ૮ ॥

अपिचेत्सुदुराचारोभजतेमामनन्यभाक् ।
साधुरेवसमंतव्यःसम्यग्व्यवसितोहिसः ॥९

અત્યંત દુરાચારવાળો પુરૂષ પણ જો અનન્ય ચિત્તવાળો થઈ મને ભજે છે તો તે પુરૂષ શ્રેષ્ઠજ માનવા યોગ્ય છે; કારણ કે તે પુરૂષ શ્રેષ્ઠ નિશ્ચયવાળો છે. ॥ ૯ ॥

योमामजमनादिंचवेत्तिलोकमहेश्वरम् ।
असंमूढःसमर्त्येषुसर्वपापैःप्रमुच्यते ॥१०॥

જન્મથી રહિત તથા કારણથી રહિત, સર્વ લોકોનો મહા ઈશ્વર એવો મને જે પુરૂષ જાણે છે, તે પુરૂષ સર્વ મનુષ્યોમાં સંમોહથી રહિત થઈ સર્વ પાપોથી મુક્ત થાય છે. ૧૦

मत्कर्मकृन्मत्परमोमद्भक्तःसंगवर्जितः ।
निर्वैरःसर्वभूतेषुयःसमामेतिपांडव ॥११॥

હે પાંડવ ( અર્જુન )! જે પુરૂષ મારૂં કર્મ કરનારો હું જેને મુખ્ય છું એવો મારો ભક્ત સંગ રહિત સર્વ પ્રાણીયોમાં વૈર રહિત છે, તે પુરૂષ મને પામે છે, અર્થાત્ જે અધિકારી જન મારી પ્રસન્નતા માટે અગ્નિહોત્રાદિક શ્રૌત સ્માર્ત્ત કર્મ કરે છે, તથા હુંજ પામવા યોગ્ય છું એમ જે મનેજ મુખ્ય રાખે છે તથા જે મારો ભક્ત છે તથા જે સંગ રહિત છે તથા જે પ્રાણી પોતાના ઉપર અપકાર કરે તેના ઉપર

પણ જે દ્વેષ રહિત છે તે પુરૂષ મને ભાવે છે.

श्रेयोहिज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानंविशिष्यते
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिनिरंतरं ॥

અભ્યાસથી જ્ઞાન અવશ્ય શ્રેષ્ઠ છે અને જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ઠ છે અને ધ્યાનથી કર્મના ફળોનો ત્યાગ શ્રેષ્ઠ છે અને ત્યાર પછી મોક્ષ રૂપ શાંતિ થાય છે ॥ ૧૨ ॥ .

क्षेत्रज्ञंचापिमांविद्धिसर्वक्षेत्रेषुभारत।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानंयत्तज्ज्ञानंमतंमम ॥१३॥

હે ભરત વંશીઓમાં શ્રેષ્ઠ અર્જુન! વળી સર્વ ક્ષેત્રોમાં રહેલા મનેજ તું ક્ષેત્રજ્ઞ જાણ. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બેઉનું જે જ્ઞાન છે તે જ્ઞાન મને અભિમત છે ॥ ૧૩ ॥

मांचयोऽव्यभिचारेणभक्तियोगेनसेवते ।
सगुणान्समतीत्यैतान्ब्रह्मभूयायकल्पते ॥१४

જે પુરૂષ મને અનન્ય ભક્તિયોગવડે ચિન્તવન કરે છે તે એ ગુણોને અતિક્રમણ કરીને

પ્રાપ્ત થવા માટે સમર્થ થાય છે. ॥ ૧૪ ॥

निर्मानमोहाजितसंगदोषा अध्यात्मनित्या-
विनिवृत्तकामाः । द्वंद्वैर्विमुक्ताःसुखदुःखसं-
ज्ञैर्गच्छंत्यमूढाःपदमव्ययंतत् ॥१५॥

નિવૃત્ત થએલા છે માન અને મોહ જેનાથી, જીત્યા છે સંગદોષ જેણે, પરમાત્મ સ્વરૂપના વિચારમાં તત્પર, નિવૃત્ત થયો છે કામ જેમનો, સુખ દુઃખ નામવાળાં શીત ઉષ્ણાદિક દ્વંદ્વોથી છુટેલા વિદ્વાન પુરૂષો. તે અવિનાશી પદને પામે છે. ॥ ૧૫ ॥

यःशास्त्रविधिमुत्सृज्यवर्ततेकामकारतः ।
नससिद्धिमवाप्नोतिनसुखंनपरांगतिम् ॥१६

જે પુરૂષ શાસ્ત્ર વિધિનો પરિત્યાગ કરીને પોતાની ઇચ્છા માત્રથી વર્ત્તે છે તે પુરૂષ અંતઃકરણની શુદ્ધિને પામતો નથી. તેમ સુખ પણ પામતો નથી તથા સ્વર્ગ મોક્ષરૂપ પરમગતિને પણ પામતો નથી. ॥ ૧૬ ॥

मनःप्रसादःसौम्यत्वंमौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येततपोमानसमुच्यते ॥१७

મનનો પ્રસાદ, સૌમ્યપણું, અને મનનો નિગ્રહ, હૃદયની શુદ્ધિ અને આત્મ નિગ્રહ એ પ્રકારે એ સર્વોત્તમ માનસ તપ કહેવાય છે.

सर्वधर्मान्परित्यज्यमामेकंशरणंव्रज ।
अहंत्वासर्वपापेभ्योमोक्षयिष्यामिमाशुचः ॥

સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને એક મને શરણ પામ. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ. તું શોક ન કર; અર્થાત્ સર્વ વર્ણાશ્રમ વા સામાન્ય ધર્મ વગેરેનો ત્યાગ કરીને ધર્મજ મારૂં શરણ છે, પણ ઇશ્વર અમારૂં શરણ નથી. એ પ્રકારે શરણરૂપે તે ધર્મોનો સ્વીકાર ન કરતાં તું સર્વ ધર્મોના અધિષ્ઠાનરૂપ તથા સર્વ ધર્મના ફળદાતારૂપ એવા મને શરણે પ્રાપ્ત થા—એટલે સર્વ કર્મ કાર્યોનો પ્રવર્તક એવો હું તને બન્ધુ વધાદિક નિમિત્તક

તથા સંસારના કારણરૂપ સર્વ પાપથી પ્રાયશ્ચિત્ત વિનાજ મુક્ત કરીશ. ॥ ૧૮ ॥

गीतासारमिदंपुण्यंयःपठेत्सुसमाहितः ।
विष्णुलोकमवाप्नोतिभयशोकविनाशनम् ॥

આ પવિત્ર ગીતા સારનો શ્રદ્ધા સહિત જે કોઈ પાઠ કરે તેના ભય, શોક નાશ થઈ વિષ્ણુલોકને પામે છે. ॥ ૧૯ ॥

इति श्रीवेदव्यासविरचिता अष्टादशश्लोकीगीता समाप्तम् ॥

ઇતિ શ્રી અષ્ટાદશશ્લોકી ગીતા સંપૂર્ણ.

# अथ नारदगीता प्रारंभ.



॥ श्रीमतेरामानुजयनमः ॥

॥ नारद उवाच ॥

ॐभूतानांचनरश्रेष्ठज्ञानंकेनवलभ्यते ।
एवंज्ञानंज्ञातमात्रेपुनर्जन्मनविद्यते ॥१॥

નારદજી પૂછે છે કે–હે ભગવન્ ! હે ભૂતોમાં નરશ્રેષ્ઠ ! ! જે જ્ઞાનના જાણવાથી પુનઃ જન્મ થાય નહિં તે જ્ઞાનની પ્રાપ્તિ શી રીતે થાય ?

॥ श्रीभगवानुवाच ॥

शरीरंसर्वविद्यानांशरीरंसर्वदेवताः ।
शरीरंसर्वतीर्थानिगुरुभक्तिषुलभ्यते ॥२॥

શ્રી ભગવાન કહે છે કે–હે નારદ ! સર્વ વિદ્યામાં શરીર, સર્વ દેવતા શરીર, સવ તીર્થ પણ શરીર આવું ઉત્તમ શરીર ગુરૂની ભક્તિ થકી પ્રાપ્ત થાય છે. ॥ ૨ ॥

यावद्गुरुर्नकर्तव्यस्तावन्मुक्तिर्नलभ्यते ।
तस्माद्गुरुश्चकर्तव्योविनागुरुंनसिध्यति ॥३॥

જ્યાં સુધી મનુષ્ય ગુરૂ કરે નહિ, ત્યાં સુધી મુક્તિ પામતો નથી. માટે અવશ્ય ગુરૂ કરવાની જરૂર છે. ગુરૂ વગર સિદ્ધિ નથી. ॥૩॥

विनादीपंयथागेहंतथानिर्गुरुमेवच ।
अवश्यंगुरुचकर्तव्यंसुदृष्टिंलभतेनरः ॥४॥

દીવા વગરનું ઘર જેવું શૂન્ય જણાય છે તેમ ગુરૂ વગરનો મનુષ્ય સિદ્ધિ ન પામવાથી શૂન્ય સદૃશ છે માટે અવશ્ય ગુરૂ કરવો; કારણ કે ગુરૂ કરવાથી નર સુદૃષ્ટિને પામે છે. ॥૪॥

चंद्रहीनायथारात्रीरविहीनंयथादिनं ।
नृपहीनंयथासैन्यंगुरुहीनस्तथानरः ॥५॥

ચંદ્ર વગરની રાત, રવિ વગરનો દિવસ અને રાજા વગરનું જેવું સૈન્ય નિસ્તેજ જણાય છે તેમ ગુરૂ વગરનો મનુષ્ય નિસ્તેજ છે. ૫

॥ नारद उवाच ॥

योगीजंगमसंन्यासीनचास्यब्राह्मणस्तथा ।
दीक्षायांचगुरुंकृत्वाकथंचपुरुषोत्तम ॥६॥

નારદજી પૂછે છે કે–હે પુરૂષોત્તમ ! યોગી, જંગમ, સંન્યાસી તથા બ્રાહ્મણ એ પૈકી ગમે તે હોય તેને દીક્ષા અર્થે ગુરૂ કરવો કે કેમ તે કહો. ॥ ૬ ॥

॥ श्रीभगवानुवाच ॥

योगीजंगमसंन्यासीनचास्यब्राह्मणस्तथा ।
सत्यंसत्यंममवाक्यंदीक्षागुरुश्चवैष्णवाः ॥७॥

શ્રી ભગવાન કહે છે કે–હે નારદ ! યોગી, જંગમ, સંન્યાસી તથા બ્રાહ્મણ ગમે તે હોય પણ મારૂં સત્ય વચન તો એ છે કે–એ વૈષ્ણવ ગુરૂ દીક્ષા અર્થે જોઇએ. ॥ ૭ ॥

दशकर्मेव्रतबंधेविवाहेश्राद्धतीर्थके ।
षट्स्थानेषुगुरुर्वमादीक्षागुरुश्चवैष्णवाः ॥८

દશ કર્મ વ્રત બંધન, વિવાહ, શ્રાદ્ધ અને તીર્થ એ વગેરે છ સ્થાનને વિષે વૈષ્ણવ ગુરૂ જોઇએ. ॥ ૮ ॥

पाषाणक्रियतेनौकासारभारंनधारयेत् ।
गृहिगुरुनकर्तव्यंनतरंतिनतारयेत् ॥ ९ ॥

જેમ પાષાણનું વાહાણ ભારને સહન ન કરતાં ડુબી જાય છે તેમ ગૃહસ્થી ગુરૂ પણ સંસારથી પાર ન ઉતારતાં ડુબાડે છે, માટે ગૃહસ્થી ગુરૂ ન કરવો; કારણ કે તે પોતે તારતો નથી અને તરતો પણ નથી. ॥ ૯ ॥

नवैष्णवंविनामंत्रंदीक्षाशीक्षाविनानरः ।
उभयोनरकेयांतिगुरुशिष्यरसातले ॥१०॥

વૈષ્ણવ ગુરૂના મંત્ર અને દિક્ષા વિનાના ગુરૂ અને શિષ્ય હોય તો તે બે ગુરૂ શિષ્ય રસાતાળને વિષે નરકમાં જાય છે. ॥ ૧૦ ॥

काष्ठस्यक्रियतेनौकागुरुक्रियतेवैष्णवाः ।
तेमुक्तिचकुलंतस्यभवपारंचगच्छति ॥११॥

લાકડાનું વાહાણુ જેમ સમુદ્રના પાર લઇ જાય છે તેમ વૈષ્ણવ ગુરૂ કરેલ હોય તો તે કુળસહ ભવથકી પાર ઉતારે છે. ॥ ૧૧ ॥

नपंकान्मुच्यतेपंकंक्रियतेकोटिपराक्रमम् ।
निर्मलजलवैष्णवाःकोटिपापात्प्रमुच्यते १२

કરોડો ઉપાય કરો પણ કાદવ પોતાના સ્વભાવને છોડતો નથી; અર્થાત્ કાદવ પાપ થકી મુક્ત કરતો નથી, પણ નિર્મળ જળ કરોડો પાપથી વૈષ્ણવને મુક્ત કરે છે. અર્થાત્ નિર્મળ ગુરૂ હોય તો તે ઉદ્ધાર કરે છે. ॥ ૧૨ ॥

नव्याकरणंविनावाणीव्यंजनंलवणंविना ।
नवैष्णवंविनादीक्षासत्यंसत्यंचनारद ॥१३॥

વ્યાકરણ વગરની વાણી તથા મીઠા વગરનું વ્યંજન જેમ ફીકું લાગે છે તેમ હે નારદ! હું ખરૂં કહું છું કે વૈષ્ણવ વગર દીક્ષા પણ ફીકી લાગે છે. ॥ ૧૩ ॥

[illegible]तेवेदशास्त्राणिवैष्णवान्ब्राह्मणान्निंदते ।
[illegible]सहस्राणिविष्ठायांजायतेकृमिः ॥१४

જે વેદ શાસ્ત્રમાં બ્રાહ્મણની તથા વૈષ્ણવની નિંદા કરે છે, તે સાઠ હજાર વર્ષ પર્યંત વિષ્ઠામાં કૃમિ થાય છે. ॥ ૧૪ ॥

वैष्णवाश्रेष्ठमध्येतुसंसारमलनाशनं ।
निंदकोनरकेयांतिश्वानशूकरकंपुनः ॥१५॥

શ્રેષ્ઠ વૈષ્ણવો સંસારના મળને નાશ કરનારા છે અને નિંદક શ્વાન અને શૂકર (ભુંડ) ની પેઠે પુનઃ નરકમાં જાય છે. ॥ ૧૫ ॥

वैष्णवाममदेहंचसत्यंसत्यंचनारद ।
व्यभिचारीसुतोयेनजारजातकमन्यते ॥१६

હે નારદ! હું ખરેખર કહું છું કે—વ્યભિચારી પુત્ર જેમ જારજાતક કહેવાય છે તેમ વૈષ્ણવો મારો દેહજ છે. ॥ ૧૬ ॥

गुरुवाक्यंक्रियतेशिष्यगुरुशिष्यसमायुतं ।
आज्ञाभंगंनक्रियतेतस्यमुक्तिर्नसंशयः ॥१७

ગુરૂના વાક્યનું શિષ્યે અનુસરણ કરવું જોઈએ, અને ગુરૂએ શિષ્યને સમ ઉપદેશ આપ-

વો જોઈએ. ગુરૂની આજ્ઞાનો ભંગ ન કરવો અને જે ભંગ કરે છે, તેની મુક્તિ થતી નથી એ નિઃસંશય વાર્તા છે. ॥ ૧૭ ॥

गुरुवाक्यंनक्रियतेगुरुशिष्यंनत्यज्यते ।
तेशिष्यानरकेयांतियावच्चंद्रदिवाकरौ ॥१८

ગુરૂ આજ્ઞા કરે છતાં ગુરૂના વાકયનું અનુસરણ કરે નહિ એવા શિષ્યનો ગુરૂ ત્યાગ કરે નહિ. તેવા શિષ્ય જ્યાં સુધી સૂર્ય ચંદ્ર તપે છે ત્યાં સુધી નરકમાં રહે છે. ॥ ૧૮ ॥

वेदशास्त्रपुराणस्यदानकोटिचतुर्थिकं ।
गुरुभक्तिविहीनस्यनिष्फलंतस्यसर्वशः ॥

વેદ શાસ્ત્રમાં ચાર પ્રકારની કોટીનું દાન કહેલ છે, પણ તે સર્વ દાન ગુરૂની ભક્તિ વગર નિષ્ફળ જાય છે. ॥ ૧૯ ॥

दीक्षाहीनाचक्रियतेपूजास्यात्तन्निरर्थकं ।
चरणोदकंसुरापानंतुलसीदलकर्पुटम् ॥२०॥

દીક્ષા વગરનો જે મનુષ્ય પૂજન કરે છે તેનું તે પૂજન નિરર્થક છે અને દીક્ષા વગર તુલસીદળ મૂકેલું ચરણામૃત હોય તો તે સુરાપાન સમાન છે. ॥ ૨૦ ॥

पुत्रंविनायथाभार्यायथादेवंविनास्थलं ।
विनादेवविनाभक्तिभक्तिंविनानलभ्यतेमुक्तिः

જેમ પુત્ર વગરની સ્ત્રી, દેવ વગરનું મંદિર, દેવ વગરની ભક્તિ, એ બધાં નિરર્થક છે અને ભક્તિ વગર મુક્તિની પ્રાપ્તિ થતી નથી. ૨૧

चांडालस्यदर्शनंचशुद्धंचरविदर्शनं ।
अदीक्षादर्शनहीनस्यनशुद्धंश्रवणंविना ॥ २२

ચાંડાળનાં દર્શન થયાં હોય તો રવિનાં દર્શ- નથી શુદ્ધ થવાય છે, પણ અદીક્ષાવાળાનાં દર્શનની શુદ્ધિ શ્રવણ વિના થતી નથી અને શ્રવણ સદ્ગુરૂ વગર શી રીતે થઈ શકે ? માટે વૈષ્ણવ ગુરૂ જોઈએ. ॥ ૨૨ ॥

बालकुकेवदीक्षाद्यास्तिर्पिडंनलभ्यते ।

अधोगतिनरकेयांतिभ्रमतिगोत्रस्तथा ॥२३

જેના કુળમાં દીક્ષા નથી તેના કુળના પિતૃઓને પિંડ પ્રાપ્તિ થતી નથી. તેના ગોત્રવાળા અધોગતિને પામી નરકમાં ભ્રમણ કરે છે.

तस्यपित्ररुदनंकृत्वाकागामांसंनभक्ष्यते ।
यदिगुरुचकर्तव्यंपंथएकोत्तरंशतं ॥२४॥

તેના પિતૃઓ રૂદન કર્યા કરે છે. કાગડાઓ પણ ગુરૂ વગરના માણસના પુર્વજોના માંસનું ભક્ષણ કરતા નથી અને જો ગુરૂ કરે છે તો તેની ઇકોતેર પેઢીનો ઉદ્ધાર થાય છે. ૨૪

गुरुमंत्रंयदाप्राप्तंतदामुक्तिश्चलभ्यते ।
दीक्षायांगमनंश्रुत्वापितृणांहर्षजायते ॥२५॥

ગુરૂનો મંત્ર જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારેજ મુક્તિની પ્રાપ્તિ થાય છે. દીક્ષા લીધાની વાત શ્રવણ કરતાંજ પિતૃઓ હર્ષ પામે છે. ॥૨૫॥

॥ नारद उवाच ॥

भक्तविक्रियतेस्वादंइन्द्रियाभक्तिमेवच ।
मनमथंविकर्माणियस्यमुक्तिनसंशयः ॥२६॥

નારદજી પૂછે છે કે–હે ભગવન્ ! પ્રકૃતિથી સ્વાદ, ઇંદ્રિયોથી ભક્તિ અને મન્મથથી કર્મ તેને નિઃસંશય મુક્તિ મળે છે. ॥ ૨૬ ॥

॥ श्रीभगवानुवाच ॥

मनमातंगरूपेणज्ञानअंकुशमेवच ।
तत्वात्माशीलवंतंचसर्वपापात्प्रमुच्यते ॥२७

શ્રી ભગવાન્ કહે છે કે–હે નારદ ! મનરૂપી હાથીને જ્ઞાનરૂપી અંકુશે કરી, તત્વ અને આત્મશીલ મુક્ત કરે છે, તે સર્વ પાપ થકી મુક્ત થાય છે. ॥ ૨૭ ॥

एकब्रह्मपंचस्वादंभिन्नंचभिन्नमेवच ।
पंचस्वादंनजानामिसाधवोभुवनत्रयम् ॥२८

એકબ્રહ્મ અને પાંચ સ્વાદ તે ભિન્ન ભિન્ન છે. જે પંચ સ્વાદને જાણતો નથી તે ત્રણ ભુવનમાં સાધુ છે. ॥ ૨૮ ॥

कृतेद्वादशवर्षाणित्रेतायांसत्यमेवच ।
द्वापरेपंचवर्षाणिकलियुगेभक्तिमेवच ॥२९

સત્ય અને ત્રેતામાં સત્ય કહું છું કે બાર વર્ષ અને દ્વાપરમાં પાંચ વર્ષ અને કળિયુગમાં ભક્તિએ કરી યુક્ત હોય છે. ॥ ૨૯ ॥

सत्ययुगेलवलीनंचत्रेतायांध्यानमेवच ।
द्वापरेहोमयज्ञंचकलियुगेभक्तिरेवच ॥३०॥

સત્યુગમાં લવલીનથી, ત્રેતામાં ધ્યાનથી, દ્વાપરમાં હોમ તથા યજ્ઞથી અને કળિયુગમાં માત્ર ભક્તિથી મોક્ષ મળે છે. ॥ ૩૦ ॥

पुनःश्चित्तंपुनर्वित्तंक्रियतेकर्मशुभाशुभम् ।
आत्मानंक्षेमकृत्वाचतत्रवैष्णवपरंपदं ॥३१॥

પુનઃ ચિત્ત અને પુનઃ વિત્ત-દ્રવ્ય તે શુભાશુભ કર્મ કરે છે અને આત્માનું જે વૈષ્ણવ કલ્યાણ કરે છે, તે પરમપદને પામે છે. ૩૧

मुखपवित्रंसहस्रनामंहस्तपवित्रंसुपात्रदानं ।
शरीरपवित्रंगंगास्नानंपिंडपवित्रंब्रह्मज्ञानम् ॥

વિષ્ણુનાં હજાર નામનો જપ કરવાથી મુખ પવિત્ર થાય છે. સુપાત્રને દાન દેવાથી હાથ

પવિત્ર થાય છે. ગંગામાં સ્નાન કરવાથી શરીર પવિત્ર થાય છે અને બ્રહ્મ જ્ઞાનથી પિંડ પવિત્ર થાય છે. ॥ ૩૨ ॥

गंगागीताश्चवैष्णवाःकपिलाधेनुमेवच ।
हरिनामयथापद्मंवैष्णवनौकाकलियुगे ३३॥

ગંગા, ગીતા, વૈષ્ણવો, કપિલા ગાય, હરિનું નામ એ વગેરે જેમ પદ્મ-કમળ જળ ઉપર રહે છે તેમ એ મનુષ્ય કળિયુગમાં વાહાણુ રૂપ છે. ॥ ૩૩ ॥

तत्त्ववेत्तातपश्रेष्ठनिष्कलंकिनिर्लोभिता ।
षट्शास्त्रविनावैष्णवभक्तिचगुरुनारद ॥३४॥

તત્વવેત્તાઓને તપ શ્રેષ્ઠ છે અને નિષ્કલંકને નિર્લોભપણું શ્રેષ્ઠ છે. હે નારદ ! વિષ્ણુનાં ગાન વગરનાં છ શાસ્ત્ર સમાન ગુરૂભક્તિ વગરનો મનુષ્ય જાણવો. ॥ ૩૪ ॥

शुचीसुमतीसुशीलस्यमासाचारीमहाद्दम् ।
गुरुभक्तिगर्भहीनकर्तव्याशिष्यनारद ॥३५

હે નારદ! પવિત્ર, સુમતી, સુશીલ, મહાદઢ, આચાર યુક્ત, ગુરૂભક્તિવાળો અને ગર્વ હીન એવાને શિષ્ય કરવો. ॥ ૩૫ ॥

तत्त्ववेत्ताविनानारददीक्षाशिक्षाविनानरः ।
उभयोनरकेयांतिगुरुशिष्यरसातले ॥३६॥

હે નારદ! તત્ત્વને ન જાણનાર ગુરૂ અને દીક્ષા શિક્ષા વગરનો શિષ્ય એ બે ગુરૂ અને શિષ્ય રસાતાળમાં નરકે જાય છે. ॥ ૩૬ ॥

वेदशास्त्रंचआत्मानंमनमानंतिनराधमाः ।
अज्ञानंचममद्रोहीनरकेयांतिपुनःपुनः॥३७॥

જે નરાધમ વેદશાસ્ત્રને અને આત્માને માનતા નથી, જે અજ્ઞાની છે અને મારો દ્રોહ કરનાર છે તે જન્મો જન્મ નરકમાં જાય છે.૩૭

इति श्रीकृष्ण नारद संवादे नारदगीता समाप्तम् ॥

ઇતિ શ્રી નારદગીતા સમાપ્ત.